જગવિખ્યાત

# કવિ ટાગોરની જીવનસ્મૃતિ

( અપૂર્ણ )



પ્રયોજક અને પ્રકાશક,

મણિભાઈ હરિભાઈ દેશાઈ

હાલર-વલસાડ



પ્રથમાવૃત્તિ પ્રત ૫૦૦



સંવત ૧૯૭૫ સને ૧૯૧૯



કિંમત રૂ. ૧-૬-૦

# સૂચી



## સૂચી



---

# વિનય

>>>>⋚<<<

વિચારો તો "ગીતાંજલિ"નાં ભાષાન્તર વખતે જ સ્ફુર્યાં હતા કે આવા કવિ મહાત્માનું ચરિત્ર ગુર્જરગિરામાં લખાવું જોઇએ. પણ તે વખતની સ્થિતિ અને શક્તિ પ્રપૂર્ણ ન હોવાથી આવા ઉત્સાહી વિચારોનેયે થોડા સમય માટે કાર્યમાં મૂકવા અનુચિત જણાયા. હૃદયના આંદોલનો પ્રબલ થતાં, આવા પ્રયત્ન માટે થોડુંક કાચું ટાંચણ કરવું, ગત્ વર્ષના ઓગસ્ટ માસમાં શરૂ કર્યું. બીજી આવૃત્તિ માટે "ગીતાંજલિ"નું પદ્યાત્મક ભાષાન્તર કરવાનું કાર્ય પણ આ સમયે જ હાથમાં લીધું હતું. "હૃદયપુષ્પાંજલિ"નાં આકૃં ભાષ્યનો પ્રયત્ન હજી અપૂર્ણ જ હતો. અને આ સિવાય બીજાં કેટલાંક ઝીણા કામોમાં વિચારોનો અવરોહ થતાં, ચારિત્ર લખવાનું કાર્ય ઇચ્છિત ત્વરાથી કરી શકાયું નહિ. ચાલુ વર્ષના જાન્યુઆરી માસમાં કંઇક વધુ કાળજી લેવાનું બન્યું. પ્રસંગો અણધારી રીતે ફેરવાયા, વિચારોનું સહજ પરિવર્તન થયું, અને જગતને વધુ સારી રીતે ઉપયોગી થઇ પડવાના વિચારે સાહિત્યપ્રતિ સહજ શિથિલતા કરાવી. જો કે દિશા તો એક જ હતી પણ ધીમે ધીમે કાર્ય-ક્ષેત્રમાં બોજો વધતો ગયો એટલે ચારિત્રને છે તે સ્થિતિમાં જ અપૂર્ણ મૂકવું પડયું.

## વિનય

ચારિત્રો લખવાના ઉદ્દેશો ભિન્ન ભિન્ન હોય છે. "તેઓ પર્વત'પર "આમ ચ્હડતા હતા; તેઓ ખાતી વખતે પલાંઠી વાળતા હતા"; ઇત્યાદિ જીવનના કનિષ્ઠ બનાવો જનસમાજના આદર્શમાં કેવલ અરુચિ ઉત્પન્ન કરે એટલું જ નહિ પણ અસ્થાન જ ગણાય. આવાં ક્ષુદ્ર વર્ણનોથી પાત્રની મહત્તા વધતી હોય એમ કર્તાને લાગે તો તે માટે કંઇ ક્હેવાનું નથી; પણ આ ચારિત્ર લખવામાં તેવો કશો ઉદ્દેશ નથી. "કવિ ટાગોરની જીવનસ્મૃતિ" વાંચતાં સહજે જણાશે કે કવિનું અંગત ચરિત્ર બહુ જ ઝાંખું રાખ્યું છે તે સાધનના અભાવે નહિ પણ હેતુપૂર્વક! ત્હેમાંયે જેટલો ભાગ સમૂહની દૃષ્ટિ સમક્ષ લાવવો આદર્શને યોગ્ય જણાયો તેટલો જ આપી અન્યપ્રતિ દુર્લક્ષ્ય કરવું પડ્યું છે. કવિના અમુક અમુક વખતના સંજોગો, મનના વિચારો અને વર્તનથી ત્હેમની ભાવિ ઉન્નતિમાં જ્યાં જ્યાં સહાય્ય મળી હતી તે ધ્યાનમાં રાખવા બનતો પ્રયત્ન કર્યો છે. એટલે 'જીવનસ્મૃતિ' કેવલ ચારિત્રના રુપમાં નહિ પણ આદર્શરુપમાં લખાઇ છે. ત્હેમના વિચારો અને વર્તનની સરખામણી, સમાજને થતી અસર અને આદર્શઅર્થે ત્હેની સહાય્યતા, ત્હેમનાં કવનમાંથી સ્પષ્ટ કરવી એજ હેતુને પ્રસ્તુત ચારિત્રમાં સાહિત્ય દૃષ્ટિથી અવલોકયો છે.

'જીવનસ્મૃતિ'માં "ગીતાંજલિનું રહસ્ય*"—અને તે પણ પ્રવાહમાં સંકલના રુપે લેવા વિચાર હતો એટલે લીધેલાં અવતરણોમાં બનતાં સુધી 'ગીતાંજલિ'નાં કાવ્યોનો જ વિશેષે ઉપયોગ કર્યો છે.

---

* આ માટે ૫૭માં પૃષ્ઠની ટીકામાં સૂચન કર્યું છે.

ગુર્જર ભાષાન્તર લગભગ તૈયાર જ હતું એટલે "ગીતાંજલિ"ની પ્રથમાવૃત્તિના આધારે ગદ્ય ન મૂકતાં રસિકતા જાળવવા પદ્યો જ મૂક્યાં છે. જે કાવ્ય'પર રાગ નથી લખ્યો ત્યાં મૂલ બઙ્ગાલી લય સમજવો.

ચારિત્રને સાહિત્યદૃષ્ટિથી તપાસવાની આ શૈલી જો કે જરા વિષમ છે તોપણ હેતુરુપ જ્ઞાનને પોષક ગણી શકાય. કવિનું જીવન જ જ્યાં સાહિત્યથી રચાયું છે ત્યાં સાહિત્ય વિના હેને તપાસવાનું સાધન પણ શું હોય? વિચારો જગતને દોરી શકે છે; જીવન કંઈ સદા ટકતું નથી. હા! સ્મૃતિ રહે છે ખરી પણ વિચારો જ હેને પોષણ આપે છે. ભવિષ્યમાં જીવનની સ્મૃતિરુપે કવિના વિચારો જ રહેશે આવો નિર્ણય થતાં કવિના ભિન્ન ભિન્ન વિષયોપરત્વે વિચારોનુ પૃથક્કરણ કરવું વિશેષ ઉપયોગી જણાયું. "ધાર્મિક વિચારો", "જીવનઉદ્દેશ", ઇત્યાદિ આ પરિશ્રમની છાયા છે.

વિચારોનો વિરોધ કવિના પોતાનાં કાવ્યોમાં જ કોઈક જગ્યાએ થાય છે પણ તે ધ્યાનમાં ન લેતાં, સ્થાયી વિચારના પોષણ માટે કોઇક જગ્યાએ હેમનાં વ્યાખ્યાનો કે અન્ય પુસ્તકમાંથી સહાયક વાક્યો સરલતા માટે મૂક્યાં છે. કેટલીક જગ્યાએ કાવ્યની કડીઓની સંકલનાં ધ્યાનમાં લઇ કવિના વિચારોનો વિવેક કર્યો છે પણ અવલોકનકારનો હેતુ તે જ કવિનો હેતુ છે કે કેમ તે નિશ્ચિત કહી શકાય નહિ.

'ભક્તિશ્રૃંગાર' નો વિષય કેવલ વ્યંગરુપે ગૂઢ જ નહિ પણ

રસિકચે છે. ત્હેને સમાન રસથી ખીલવવાનો પ્રયત્ન શરૂ થયો અને કાર્ય્ય બન્ધ રહ્યું. એટલે છે તે સ્થિતિમાં જ ત્હેનો રસભઙ્ગ કરી—અપૂર્ણ રાખી નિરૂપાયે પ્રવાહ બન્ધ પાડ્યો.

કવિનાં કેટલાંક જાણીતાં પુસ્તકો, "**ચિત્રાંગદા**", "**સાધના**", "ડાક–ઘર", "**શિશુ**" આદિ, અતિ મ્હત્વના પ્રશ્નોનો નિર્ણય કરનારાં છે. ત્હેના વિચારોનો ઝાંખો ઉતારો આપી કવિના આધ્યાત્મિક, ધાર્મ્મિક, સાંસારિક, અને નૈતિક ઉદ્દગારોનો આછો ખ્યાલ પ્રસ્તુત ગ્રન્થમાં જે આપવા વિચાર હતો પણ પ્રથમ જણાવેલાં કારણને લીધે હાલ તો એ બધા વિચારોને કાર્ય્યમાં ન મૂકી શકવા પૂરતો અસંતોષ રાખીને અટકવું યોગ્ય જણાયું. ભવિષ્યમાં પાછો વખત મળતાં ઉત્તરાર્દ્ધ લખી અનુસંધાન કરવા જીજ્ઞાસા છે ખરી. બહુ જ થોડો ભાગ લખાયો હતો અને તે લખાયા પછી, પૂર્ણ થવા સૂધી પડી રહે એ સહન ન થતાં **પૂર્વાર્દ્ધ**ની સંજ્ઞાથી પ્રકાશિત '**કવિ ટાગોર**' અપૂર્ણ રાખતાં રસભંગ થયો હોય તો તે માટે પ્રેમદષ્ટિ બસ થશે.

મૂલ બઙ્ગાલીમાં કવિની સ્વલિખિત '**जीवन स्मृति**' છે અને 'અઙ્ગ્રેજી' માં ત્હેનું ભાષાન્તર પણ થયું છે. પુસ્તક છપાતું હતું તે વખતે ગુર્જર ભાષાન્તરચે જોવાનું મળ્યું. પણ આ પ્રયત્ન તેવાં ભાષાન્તરનો નથી પણ સ્વતન્ત્ર અવલોકનનો છે એ ક્હેવાની જરૂર ર્‌હેશે નહિ. આથી કર્ત્તાની 'જીવનસ્મૃતિ' વિષયેનો વિચાર સ્પષ્ટ થશે.

જૂદી પ્રસ્તાવનામાં ગ્રન્થ વિષયે કેટલોક ખૂલાસો કરવો આવ-

સ્પષ્ટ જણાતો હતો પણ આવી અપૂર્ણ સ્થિતિમાં પ્રસ્તાવનાનેયે અપૂર્ણ રાખી "વિનય" થી જ હાલ તરત કામ લેવું પડ્યું. કવિના વિચારોની કાચી રૂપરેખા દોરવા જેટલી પણ સહાય્ય આ ગ્રન્થ વાચકને આપી શકશે તો કર્તા ત્હેના પ્રયત્નને યોગ્ય દીશામાં પ્રેરિત સ્હમજશે. **हरि ॐ ॥**

વેસાવા,

૧૮ એપ્રીલ ૧૯૧૫

[signature]

હરિણી—

મમ હૃદય હું જાણું તોયે બીજાં વધુ જે હશે,
ક્યમ કરી ઉકેલું હું ભાવો ઉંડા તે ઉરના !

*　　　　*　　　　*

અહહ ! તદપિ દૃષ્ટિ પામું સહુ ઉર નિરખવા,
વળી કદિ મળે મંત્ર જેથી ઉરો સહુ ખોલું હું:
વિષમ, નવ, ને ઉંડાં ભાવો અહા ! સહુ જાણતાં
રુદન કરું કે હાસ્ય ત્યારે ? કશું સ્હમજું ન હું ! ૧૪

ઉર્મિ

# कवि टागोरनी जीवनस्मृति

---

જગતને પોતાની અદ્‌ભૂત કવિત્વશક્તિથી ચકિત કરનાર કવીશ્વર રવીન્દ્રનાથ* ટાગોરનો જન્મ ઇ. સ. ૧૮૬૧ માં કલકત્તામાં થયો હતો. બઙ્ગાલામાં ટાગોરકુટુમ્બ અગાઉથી જ ખ્યાતિને પામેલું હતું, ત્હેમાં મહર્ષિ દેવેન્દ્રનાથ (કવિ ટાગોરના પિતા.) અને શ્રીયુત ટાગોરે બઙ્ગાલાના જનમણ્ડલમાં અજબ માનની લાગણી ફેલાવી.

**જન્મ**

કવિ ટાગોરની અતિખ્યાતિને માટે એમ પણ કહી શકાય કે, ત્હેમના પિતાના અત્યોત્તમ ગુણોની પ્રતિભા ત્હેમના પોતામાં પણ ઉતરી. મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરનું નામ આજે પણ ત્હેમના ઉચ્ચ અને પવિત્ર જીવનને માટે બઙ્ગાલામાં ગવાય છે; અને તેટલું બલ્કે તેથી પણ વિશેષ કવિ ટાગોરનું નામ સાહિત્ય-સૃષ્ટિમાં સંભળાય છે. આ સર્વેનું મૂલ તેઓના વિશુદ્ધ ચારિત્ર ઉપર અવલંબેલું છે; અને ઉભયમાં તે ઉત્કૃષ્ટરીતે પ્રત્યક્ષ થાય છે.

**કવિના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર**

---

* મૂલ બઙ્ગાલીમાં કવિનું નામ 'રબીન્દ્રનાથ ઠાકુર' હોવા છતાં જનસમાજમાં વિશેષ પ્રચલિત 'રવીન્દ્રનાથ ટાગોર' નો પ્રયોગ કર્યો છે.

## કવિના પિતા

કે. એસ. રામસ્વામિ શાસ્ત્રી "સર રવીન્દ્રનાથ ટાગોર" માં લખતાં જણાવે છે કે;—

"કવિના પિતા, મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરના જીવન અને "આધ્યાત્મિક ઉન્નતિક્રમનાં પ્રાથમિક અભ્યાસ સિવાય કવિ "ટાગોરના જીવન અને ગ્રન્થોની રુપરેખા સંપૂર્ણ સ્હમજી શકાય "એમ નથી."

મહર્ષિનું આખું જીવન ઘણે ભાગે આધ્યાત્મિક હતું. અન્ય હિન્દુધર્મશાસ્ત્રોના ગ્રન્થોમાં ત્હેમનું ઉપનિષદોનું વાંચન અને મનન યથાર્થ હતું. આ રીતે વેદાન્તના સિદ્ધાંતો ત્હેમનાં અંતઃકરણમાં પ્રથમથી ચિતરાયા, અને તે સાથે કબીરાદિ જૂના કવિઓના ભક્ત-હૃદયની છાપ સચોટ બેઠી. ધીમે ધીમે ત્હેમનું વલણ આધ્યાત્મિક ઉચ્ચ જીવન તરફ વિશેષ ઢળ્યું, અને એથી સ્વાભાવિકરીતે જ સંસાર તરફની ત્હેમની વૃત્તિઓ શિથિલ બની.

ચારિત્રને વિશેષ શુદ્ધ બનાવી, તે અનન્ત જ્યોતિર્મય પરમાત્માનો કોઇ પણ પ્રકારે સાક્ષાત્કાર કરવો એ ભાવના અનુભવ પછી પ્રૌઢ વયે ત્હેમને ઉદિત થઇ નહતી પણ બાલપણથી જ એ આંતર ઇચ્છાનું સતત વહન ત્હેમના વિશુદ્ધ હૃદયમાં ચાલુ હતું.

પોતાના ચરિત્રમાં મહર્ષિ દેવેન્દ્રનાથ પોતાની અઢાર વર્ષની ન્હાની વયનો અનુભવ બતાવતાં લખે છે કે;—

" મ્હને પોતામાં જ કંઇ પરિવર્ત્તનનો ભાસ થયો, અને દ્રવ્ય
"તરફ સ્વાભાવિક રીતે વૈરાગ્ય આવ્યો. જે વાંસની ચીપોની સાદી
"સાદડી ઉપર, ( ભજન, પૂજન કરવાના સમયે ) હું બેસતો હતો તે
"સાદડી જ મ્હને મ્હારૂં યોગ્ય આસન જણાયું–કિમ્મતી શેતરંજી અને
"ગાલીચાઓ પ્રતિ મ્હને ઘૃણા થઇ–આ વખતે મ્હને પૂર્વે કદિ ન
"થયેલા એવા આન્તર આનન્દનો અનુભવ થયો. મ્હારી વય એ
"સમયે અઢાર વર્ષની હતી. "

આવા ઝાંખા ઝાંખા આધ્યાત્મિક અનુભવો, અને ત્હેના આત્મ-ચરિત્રમાં સ્પષ્ટ ઉદ્દગારો મહર્ષિના જીવનમાં ઠેકઠેકાણે મળી આવે છે. ઇશ્વિરપ્રત્યેની ત્હેમની તીવ્ર લાગણી અને અદ્વિતીય ભક્તિ, પ્રાણી માત્ર તરફનો ત્હેમનો દયામય પ્રેમ અને જીવનની આધ્યાત્મિક ઉચ્ચ કલ્પ-નાઓ ત્હેમના પુત્ર–કવિ ટાગોરમાં વિશેષ અંશે પ્રત્યક્ષ થાય છે. કવિમાં આ સર્વ ગુણો બીજરૂપ થયા.

મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરના આત્મચરિત્ર ઉપર પ્રસ્તાવના લખતાં **મીસ** એવૅલીન અન્ડરહીલ જણાવે છે કે;—

" કવિ રવીન્દ્રનાથ ટાગોરના આવા સંયોગાત્મક રહસ્ય રુપ–
"ખરેખર ! પ્રિય પ્રિયાને સંપૂર્ણ અને સમાન અભિનયયુક્ત, સર્વોત્કૃષ્ટ
"અને સ્વાભાવિક કાવ્યો, કેવલ આપણા જ કાલમાં નહિ પણ અન્ય
"કાલ માટેયે અપ્રતિમ છે.........અને આવી અદ્વિતીય સ્વાભા-

"વિકતા, કે જે વિશ્વવ્યાપી ઐક્ય અનુભવવાસાથે સ્વાનુભવમાં પોતાનો
"રસ આછો કરતી નથી તે, કવિના પિતામાં જીવનના વિશિષ્ટ અન્ત-
"ર્દર્શનરુપે પ્રત્યક્ષ થાય છે."

મહર્ષિમાં કંઈક નવીનતા હતી, કાવ્યશક્તિ યથાર્થ ખીલી હતી નહિ, પણ ધર્મ્મ તરફનું ત્હેમનું વલણ, અને આધ્યાત્મિક જીવનની ઉચ્ચ અભિલાષાઓએ આ સર્વ ખોટ પૂરી પાડી. ત્હેમના જીવનના ઉદ્દ્ગારો સ્વાનુભવરસિક હોવા છતાં પણ વ્યક્તિત્વ લાગણી દર્શાવવાને પૂરતા હતા. કુદરત પ્રતિનો પ્રેમ ત્હેમના પોતાના વાક્યો ઉપરથી જ માલમ પડશે;—

"એક દિવસ વાદળથી ઘેરાયલા સન્ધ્યા સમયે, મ્હેં મોરોને
"કલા કરી નાંચતા જોયા. અહા! તે કેવો અદ્દ્ભૂત દેખાવ હતો!
"જો મ્હને વીણા બજાવતાં આવડતી હોત તો ત્હેમનાં નૃત્યસાથે હું
"તાલબન્ધ તે બજાવત!"

આવો કુદરતપ્રેમ કવિ ટાગોરમાં કોઇ રીતે ઓછો નથી. પણ ઉલટો ત્હેમની કવિત્વશક્તિથી તે વિશેષ વિકાસ પામ્યો. એક મિત્રને લખતાં કવિ જણાવે છે કે;–

"આ મકાનના બીજા મેડેથી, મ્હારા ઓરડામાં બેસી હું આ
"પત્ર ત્હમને લખું છું; શરૂ થતા શીયાળાના સુમધુર પ્રાણ–સ્પર્શથી
"ધ્રૂજતાં અને સૂર્યના જવલિત કિરણથી પ્રકાશતાં નવ પલ્લવોનો
"ઉછળતો સાગર અહિં બારીમાંથી સર્વત્ર દષ્ટિગોચર થાય છે."

કવિનાં આ વાક્યો અન્તઃપ્રેરિત તો છે જ પણ હેને કલાનો વિશેષ અલંકાર પહેરાવ્યો છે, એ મહર્ષિના આચળનાં વાક્યપ્રતિ દૃષ્ટિ કરતાં સહજે જણાશે.

ઇ. સ. ૧૮૪૨માં મહર્ષિ ‘બ્રહ્મોસમાજ’માં દાખલ થયા; અને હેને યથાર્થ ફેલાવવાને પોતાનું બનતું કર્યું. એ માટે મહર્ષિ જાતે કહે છે કે;–

“ જો હું વેદાન્તના સિદ્ધાંતો ઉપર રચાયલા ‘બ્રહ્મધર્મ’નો “ઉપદેશ આપી શકું તો ભારતમાં ધર્મ્મના સર્વે મતભેદો નાશ “પામી કેવલ એક ધર્મ્મ થાય; અને આથી સામાન્ય ભ્રાતૃભાવની “એકતામાં જોડાય, એટલે હેનું પ્રાચીન બલ અને ગૌરવ પુનઃ પ્રાપ્ત “થાય, અને પરિણામે તે પોતાની સ્વતંત્રતા પાછી મેળવી શકે.”

આ વાક્યોમાં મહર્ષિએ કેવલ ‘બ્રહ્મધર્મ’ માટેની જ હેમની લાગણી બતાવી નથી, પણ ભારતમાતાપ્રતિનો હેમનો વિશુદ્ધ પ્રેમ અને હેની ઉન્નતિની આકાંક્ષા સાથે સાથે દર્શાવી છે. આ રીતે ધર્મ્મ તરફના વલણથી હેમની દેશભક્તિની લાગણી બુઠ્ઠી થઇ ન હતી, પણ વધુ સારા રુપમાં કેળવાય. ધર્મ્મની એકતા સિવાય ભારતમાં અન્યરીતે ઐક્ય થઇ શકે એમ નથી એ હેમની માન્યતા સર્વાંશે ખરી છે. સ્વામિ વિવેકાનન્દ, સ્વામિ દયાનન્દાદિ મહાપુરુષોની પણ આવી જ ગણત્રી કોઇ રીતે ખોટી નથી. ભારતનું રાષ્ટ્રીય બન્ધારણ ધર્મ્મ ઉપર અવલંબેલું છે, અને હેની એકતા પણ ધર્મ્મથી જ થઇ શકે.

"વિકતા, કે જે વિશ્વવ્યાપી ઐકય અનુભવવાસાથે સ્વાનુભવમાં પોતાનો
"રસ ઓછો કરતી નથી તે, કવિના પિતામાં જીવનના વિશિષ્ટ અન્ત-
"ર્જ્ઞાનરુપે પ્રત્યક્ષ થાય છે."

મહર્ષિમાં કંઈક નવીનતા હતી, કાવ્યશક્તિ યથાર્થ ખીલી હતી નહિ, પણ ધર્મ્મ તરફનું ત્હેમનું વલણ, અને આધ્યાત્મિક જીવનની ઉચ્ચ અભિલાષાઓએ આ સર્વ્વ ખોટ પૂરી પાડી. ત્હેમના જીવનના ઉદ્‌ગારો સ્વાનુભવરસિક હોવા છતાં પણ વ્યક્તિત્વ લાગણી દર્શાવવાને પૂરતા હતા. કુદરત પ્રતિનો પ્રેમ ત્હેમના પોતાના વાક્યો ઉપરથી જ માલુમ પડશે;—

"એક દિવસ વાદળથી ઘેરાયલા સન્ધ્યા સમયે, મ્હેં મોરોને
"કલા કરી નાચતા જોયા. અહા! તે કેવો અદ્‌ભૂત દેખાવ હતો!
"જો મ્હને વીણા બજાવતાં આવડતી હોત તો ત્હેમનાં નૃત્યસાથે હું
"તાલબન્ધ તે બજાવત!"

આવો કુદરતપ્રેમ કવિ ટાગોરમાં કોઇ રીતે ઓછો નથી. પણ ઉલટો ત્હેમની કવિત્વશક્તિથી તે વિશેષ વિકાસ પામ્યો. એક મિત્રને લખતાં કવિ જણાવે છે કે;-

"આ મકાનના બીજા મેડેથી, મ્હારા ઓરડામાં બેસી હું આ
"પત્ર ત્હમને લખું છું; શરૂ થતા શીયાળાના સુમધુર પ્રાણ-સ્પર્શથી
"ધ્રૂજતાં અને સૂર્ય્યના જ્વલિત કિરણથી પ્રકાશતાં નવ પલ્લવોનો
"ઉછળતો સાગર અહિં બારીમાંથી સર્વ્વત્ર દૃષ્ટિગોચર થાય છે."

કવિનાં આ વાક્યો અન્તઃપ્રેરિત તો છે જ પણ ત્હેને કલાનો વિશેષ અલંકાર પહેરાવ્યો છે, એ મહર્ષિના આગળનાં વાક્યપ્રતિ દૃષ્ટિ કરતાં સહજે જણાશે.

ઈ. સ. ૧૮૪૨માં મહર્ષિ 'બ્રહ્મોસમાજ'માં દાખલ થયા; અને ત્હેને યથાર્થ ફેલાવવાને પોતાનું બનતું કર્યું. એ માટે મહર્ષિ જાતે કહે છે કે;—

"જો હું વેદાન્તના સિદ્ધાંતો ઉપર રચાયલા 'બ્રહ્મધર્મ'નો
"ઉપદેશ આપી શકું તો ભારતમાં ધર્મના સર્વ મતભેદો નાશ
"પામી કેવલ એક ધર્મ થાય; અને આથી સામાન્ય ભ્રાતૃભાવની
"એકતામાં જોડાય, એટલે ત્હેનું પ્રાચીન બલ અને ગૌરવ પુનઃ પ્રાપ્ત
"થાય, અને પરિણામે તે પોતાની સ્વતંત્રતા પાછી મેળવી શકે."

આ વાક્યોમાં મહર્ષિએ કેવલ 'બ્રહ્મધર્મ' માટેની જ ત્હેમની લાગણી બતાવી નથી, પણ ભારતમાતાપ્રતિનો ત્હેમનો વિશુદ્ધ પ્રેમ અને ત્હેની ઉન્નતિની આકાંક્ષા સાથે સાથે દર્શાવી છે. આ રીતે ધર્મ તરફના વલણથી ત્હેમની દેશભક્તિની લાગણી બુઠ્ઠી થઇ ન હતી, પણ વધુ સારા રુપમાં કેળવાય. ધર્મની એકતા સિવાય ભારતમાં અન્યરીતે ઐક્ય થઇ શકે એમ નથી એ ત્હેમની માન્યતા સર્વાંશે ખરી છે. સ્વામિ વિવેકાનન્દ, સ્વામિ દયાનન્દાદિ મહાપુરુષોની પણ આવી જ ગણત્રી કોઇ રીતે ખોટી નથી. ભારતનું રાષ્ટ્રીય બન્ધારણ ધર્મ ઉપર અવલંબેલું છે, અને ત્હેની એકતા પણ ધર્મથી જ થઇ શકે.

## કવિના પિતા

ભારતના ધર્મ્મવિષયક મતમતાન્તરો તપાસતાં, એક સામાન્ય ધર્મ્મ તરિકે વેદાન્ત એ સર્વ્વમાન્ય થઇ શકે એવો ધર્મ્મ છે, અને ત્હેનું યથાર્થ શિક્ષણ જ દેશની ઉન્નતિમાં સહાય્યરુપ થઇ પડશે.

આ સિવાય મહર્ષિની દેશસેવાની લાગણી ત્હેમનાં સ્તુત્ય કૃત્યો ઉપરથી જ માપી શકાશે. એક જગ્યાએ તેમણે લખ્યું છે કે;–

" કલકત્તામાં પ્રતિષ્ઠિત અને અગ્રેસર ગણાતા કેટલાક માણ-
"સોને ત્યાં હું દરરોજ સ્હવારથી સાંજસુધી ગાડીમાં બેસી ફરતો,
"અને હિન્દુ બાલકોને 'મીશનરી' શાલાઓમાં શિક્ષણાર્થે જવું ન
"પડે, અને ત્હેને આપણી પોતાની શાલાઓમાં જ શિક્ષણ આપવાનું
"બની શકે, એવા કોઇ ઉપાયો યોજવાને હું ત્હેમને વિનન્તિ કરતો."

આમાં 'મીશનરી' શાલાઓથી થતા ( આધ્યાત્મિક ) ગેરલાભનું સૂચન છે, અને આપણી પોતાની શાલાઓમાં પદ્ધતિસર નવીન અને સ્વતંત્ર શિક્ષણ આપવામાં ઉજ્જવલ ભાવી કલ્પ્યું છે. આવી રીતે વખતોવખત મહર્ષિ દેવેન્દ્રનાથ દેશને માટે ઉપયોગી સૂચનાઓ કરતા, અને સ્વદેશની લાગણી જાગૃત રહે એમ ઇચ્છતા. ત્હેમની દેશભક્તિ સવિશેષ હતી અને કવીશ્વર ટાગોરમાં પણ તે કોઇ વિચિત્ર રુપમાં ઉતરી. કવિ લખે છે કે;–

" ધન્ય મમ આ જન્મ કે,

" મ્હેં જન્મ આ ભૂમિએ ધર્યો;
" ધન્ય મમ આ જીવનને–
" હે માત! તુજને ચહીં શક્યો * !"

મહર્ષિને એકાન્તવાસ બહુ પ્રિય હતો–આ ત્હેમના આધ્યાત્મિક જીવનનું પરિણામ હતું; અને તેથી જ વખતો વખત સર્વ્વ પ્રકારના ઘોંઘાટથી દૂર કોઇ એકાન્ત અને શાન્ત જગ્યા શોધી તેઓ ઇશ્વરપ્રાર્થના કિંવા મનન કરતા.

આ રીતે મહર્ષિના જીવનનો ઝાંખો અભ્યાસ કરતાં આપણને જણાય છે કે, કવિ ટાગોરની અપ્રતિમ કવિત્વશક્તિનાં પોષણરુપ સદ્ગુણોનું મૂલ ત્હેમના પિતામાં હતું. અને ભવિષ્યમાં ત્હેમનો વારસો ઘણો જ અમૂલ્ય નિવડ્યો.

**કવિનું બાલપણ**

જો કે કવિને પોતાના પિતા તરફથી અમૂલ્ય લાભ થયો, પણ કવિની મા પોતાના બચપણમાં જ મરણ પામી; એટલે માતા તરફનું સુખ અને ત્હેનો કોમલ સ્નેહ શિશુ કવિ અનુભવી શક્યો નહિ. આ ખોટ કુદરતે કેટલેક અંશે પૂરી પાડી. આથી કુદરતપ્રતિનો પ્રેમ ધીમે ધીમે વિકાસ પામતાં, કવિને ત્હેમાં જ માતૃ–છાયા જણાઇ. આ પ્રેમ એ જ ત્હેમનો આનન્દ હતો; અને એક માતાની માફક પોષણ અને સદ્બોધ પણ ત્હેમાંથી જ મળ્યો.

* હરિગીત.

## કવિનું બાલપણ

બાલપણમાં શારીરિક પ્રકૃતિ ઘણી સારી ન હતી, તોપણ સુંદરતા કવિમાં ન્હાનપણથી જ હતી. પોતાના બાલપણનો ચિતાર આપતાં તેમણે કહ્યું છે કેઃ—

"હું ઘણો જ ખુબસુરત હતો—મ્હારાં બાલપણનું આ એક
"ખાસ લક્ષણ હતું—ખરેખર! હું ઘણો, ઘણો જ સુન્દર હતો. ...
" ... ... હું મ્હારા પિતાને કોઇ કોઇ સમયે જોઇ શકતો,
" પણ આખું ઘર ત્હેમની વિદ્યમાનતાથી શાન્ત થઇ જતું; અને
" મ્હારાં સકલ જીવનમાં ત્હેની અદૃશ્ય પણ દૃઢ છાપ પડી. ન્હાન-
" પણમાં આખો દિવસ મ્હને, ચાકરોના હાથમાં, એક કેદીની
" માફક રાખવામાં આવતો; અને હું પ્રતિદિન મ્હારી બારીની સ્હામે
" બેસી બાહ્ય જગતમાં શું ચાલે છે તે જોતો."

કવિ પોતાનો આ અનુભવ પોતાનાં પુસ્તકમાં ઉતારવા ચૂકયો નથી. 'ડાક–ઘર' માં પોતાને અમલરુપે વર્ણવ્યો હોય એમ પણ બની શકે, કેમ કે તે પણ પોતાની બારીના સળીઆ આગળ બેસી બ્હાર જગતમાં શું ચાલે છે તે જોતો.×

---

× જો કે 'ડાક–ઘર'ના નાટકમાં કવિનો મૂલ ધ્વનિત ભાવ ઘણો જ સૂક્ષ્મ છે, અને અમલનું રુપક પણ અકર્મલ-શુદ્ધ જીવાત્માના અર્થમાં લીધું છે, છતાંયે કવિને આ વર્ણન વખતે પોતાની બાલ્યસ્થિતિની કલ્પના આવી હોય એ સંભવીત છે.

'અગક્ષ—" જાઓ મા! આ બારી પાસે જ રસ્તાપર
" રમોને કે મ્હારાથી ત્હમને જોવાય!... ...
" ... મ્હને બ્હાર જવાની ના પાડી છે; તેથી
" હું આખો દિવસ અહિં બેસી રહું છું." '

કવિઓમાં બાલપણથી જ કુદરતપ્રતિ અતિશય પ્રેમ હોય છે, અને તે ઘણે ભાગે સ્વાભાવિક, વિલક્ષણ અને અકથ્ય હોય છે.

**બાલપણમાં કુદરતપ્રતિ પ્રેમ**

કુદરતમાં તે સવિશેષ મુગ્ધ થઇ જાય છે, અને ત્હેના અનેક સામાન્ય બનાવોમાં પણ તે વિવિધતા, આન્તર્જ્ઞાન અને હૃદય-ભાવોનો અનુભવ કરે છે. ત્હેમાં કેવલ સ્વાનુભવની જ છાંટ હોય એમ નથી પણ અન્ય રીતે તે સર્વાનુભવરસિક છે. કલ્પના, કવિત્વશક્તિ અને જ્ઞાનને કુદરત-પ્રેમથી અધિક પોષણ મળે છે. આથી એમ પણ કહી શકાય કે, કુદરતપ્રતિનો અપૂર્વ પ્રેમ એ કવિ હોવાનું લક્ષણ છે. કવિ આ પ્રેમનો પોતે જેટલો અનુભવ કરે છે તેટલો ત્હેનાથી સ્હમજાવી શકાતો નથી. એટલે તે રસ, કેવલ અસમ્બન્ધ વાક્યોમાં જ વહે છે.

છે એ સૌ ત્હારાં પ્રેમ-ચિન્હ
હૃદય હરણ!
જે પત્રે નાચે છે જ્યોતિ દિવ્ય
કનક વરણ!
(ગીતાંજલિ)

## કુદરતપ્રતિ પ્રેમ

કવિની આ દ્રષ્ટિ જ ચાલુ રાખી લેખકે 'પ્રેમ'ની જગ્યાએ 'વિરહ' એ જ રાહમાં લખ્યો છે.

કમલદલે જે બિન્દુ ઝરે,
આંસુ વહાવતો મેઘ જે ફરે,
વસન્ત–અનિલ શબ્દે કરે
ત્હારૂં સ્મરણ;
છે એ સૌ ત્હારૂં વિરહદુઃખ
હૃદય હરણ !

( પ્રેમવીણા )

જગતના સર્વ મહાન્ કવિઓ આ કુદરત–પ્રેમના માર્ગે ગયા વગર રહ્યા નથી. આ પ્રેમ ઉત્પન્ન કરી શકાતો નથી, પણ તે સ્વભાવસિદ્ધ જ હોય છે. કાલિદાસ, બાણ, શેક્સપીઅર, શેલી, વર્ડ્ઝવર્થાદિના કવનમાં કુદરતનું ચિત્ર આવ્યા વગર રહ્યું નથી, અને તે પણ રસપૂર્ણ ! ન્હાનપણથી જ કુદરતપ્રતિ પ્રેમ, અને તે ધીમે ધીમે અનેક રીતે ખીલતાં કવિ–હૃદય ઉન્નત કલ્પનાઓ અને ઉચ્ચ જીવનપ્રતિ ખેંચાય છે. એવા પ્રેમથી શૂન્ય હૃદય સારા ઉદ્દગારો કૂહાડી શકતું નથી.

કવિ ટાગોરની કુદરતપ્રતિ રતિ અદ્વિતીય હતી, અને બાલપણથી જ તે જન્મસિદ્ધ હોવાથી ધીમે ધીમે વિકાસ પામી. કવિ એને માટે કહે છે કે;—

" મ્હને યાદ છે કે, પૂર્વેથી જ હું કુદરતમાં અતિશય આશક્ત

" હતો.... ... ... ... અહો ! આકાશમાં એક પછી એક
" ઉડતાં વાદળાંઓ જોતાં હું કેટલો હર્ષઘેલો થઇ જતો ! મ્હારા તે
" બાલપણના દિવસોમાંયે મ્હને (ઘણી વખત) એમ લાગતું કે
" કોઇક અપૂર્વ્વ અને સુદૃઢ મિત્ર મ્હારી સાથે છે-જો કે ત્હેને કેવી
" રીતે નામ આપવું તે મ્હને સ્હમજાતું ન હતું. મ્હને કુદરતપ્રતિ
" એટલો બધો પ્રેમ હતો કે, ત્હેનું વર્ણન મ્હારાથી શબ્દોમાં થઇ
" શકે એમ નથી. ખરેખર ! કુદરત મ્હારો એક પ્રકારનો બાલસખા
" હતો-જેને હું હંમેશાં મ્હારી સાથે જોતો, અને તે કંઇક નવીન
" અને વિચિત્ર સૌન્દર્ય્ય મ્હારા પ્રકાશમાં લાવતો.

કુદરતના અનન્ય અનુસરણથી મનુષ્ય સૃષ્ટિ-ભેદ જાણી શકે છે, સત્યની તે વિશેષ પાસે આવે છે, અને ત્હેમાં જ ત્હેને ઇશ્વરત્વનું ભાન થાય છે.

**મન્દાક્રાન્તા—**

ધુલિ ત્યાં તે ચરણ-સ્પરશે
એકઠી સૌ કરીને,
સૃજે છે તે રમત રમવા
ભવ્ય કૈં અદ્રિઓને.
ફુંકેથી તે પવન ફુંકતાં
અભ્રને શું ઉડાવે !
ખેલાવીને અતિશ રમતે
એક એકે લડાવે.

કુદરતપ્રતિ પ્રેમ

શબ્દોથી જે ધ્વનિત પડઘા
થાય આકાશ માર્ગે;
એ સૌ ત્હારી રસદ રમતો,
વિશ્વને ખેલવાને.

(પ્રેમવીણા, લીલા)

કુદરતની અનન્ય ભક્તિથી તે પોતાના ગુપ્ત રહસ્યો ખોલે છે, અને કવિ ત્હેમાં કંઈક નવીન, અદ્દ્ભુત અને સત્ય જૂવે છે. કુદરતનાં દ્વારો એક વખત જેને માટે ખૂલ્લાં થયાં ત્હેને કોઈ પણ અટકાવી શકતું નથી. જગતના પ્રત્યેક બનાવના ગુપ્ત ઉદ્દેશો તે કુદરતની પોથીમાં સ્હેલાઈથી વાંચી શકે છે; એટલે અજ્ઞેય જણાતું સર્વ સ્વાભાવિક જ જ્ઞેય બને છે.

વસન્તતિલકા—

* ભોરે જહિં શિર જરી ઉંચું મ્હેં કર્યું ત્યાં,
નિલામ્બરે કનક-કિરણ-ગાંથ જોઇ,
ને ભૂમિ આ તરવરી રહી દૃષ્ટિ સ્હામી,
સંસાર આ ખચિત સુખદુઃખે નિહાળ્યો.
અજ્ઞાત હું રહસ્ય ઇહ અપારથી જો,
તોયે મ્હને જગત્ માતૃસ્વ-વૃક્ષ જેમ,
નિમેષમાં સઉ પરિચિત લાગ્યું તેમ!

---

* तबु त प्रभाते शिर कारिया उन्नत

પ્રતિદિનના કુદરતી બનાવો, ત્હેનાં અનેક વિચિત્ર દૃશ્યો–પ્રભાત, સન્ધ્યા, મેઘ, સરિતા, પુષ્પાદિ, કવિની કલ્પનાના સાધનો હતાં. '**જીવન–સ્મૃતિ**'માં કવિ પોતાને માટે લખતાં જણાવે છે કે;—

" શરત્કાલમાં સ્હવારે હું પથારીમાંથી ઉઠતાં, તરત જ વાડીમાં " દોડી જતો."

આ નહિ તો આવો જ અનુભવ કવિએ '**ગીતાંજલિ**'માં મૂકયો છે; પણ તે ઘણી જ ઉત્તીર્ણ રીતે, અને ભાવ પણ વિશેષ ભિન્ન છતાં અપ્રતિમ !

**દ્રુતવિલંબિત—**

નયન ચોળી પ્રભાતવિષે ઉઠું,
દીસત કાનન મ્હારૂં ફૂલે ભર્યું.

અહિં કવિએ ઇશ્વરનાં અદૃશ્ય કાર્યોનું આવી સ્વાભાવિક કલ્પનાથી અતિ ઉત્તમ રીતે પોષણ કર્યું છે.

---

तखनि नयन मेलि निरखिनु धरा
कनक–किरण–गाँथा नीलाम्बर–परा,
निरखिनु सुखेदुःखेखचित संसार,
तखनि अज्ञात एइ रहस्य अपार
निमेषेइ मने हल मातृवक्षसम
नितान्तइ परिचित एकान्तइ मम !

( गीतांजलि )

## કુદરતપ્રતિ પ્રેમ

કુદરતપ્રતિનો પોતાનો અદ્વિતીય પ્રેમ અને ત્હેમાંથી મળતાં અપૂર્વ જ્ઞાનનાં કિરણોનો વિચિત્ર ઉલ્લેખ, અતિ મનોરમ્ય અને સુમધુર શબ્દોમાં, કરતાં કવિ એક જગ્યાએ લખે છે કે;–

“ ઝાકળથી ભીના થયેલાં પત્રો અને ઘાસ ઉપરથી પસાર થતી
“મધુ સુગન્ધ, ત્હેનાં વહનમાં, મ્હને આલિંગન કરતી હોય એમ
“લાગતું; અને સૂર્યના પ્રથમ ઝાંખા કિરણની કોમલતાથી લસિત
“અને મુગ્ધ જણાતી ઉષાદેવી, ધ્રૂજતાં તાડપત્રોનાં આચ્છાદન નીચે,
“મ્હને અભિનન્દન કરવાને પોતાનું વદન ખોલતી. કુદરત પોતાના
“હાથો બન્ધ કરી પ્રતિદિન મ્હને હસતાં હસતાં પૂછતી, ‘ મ્હારી
“પાસે અન્દર શું છે ? ’ અને કંઇ પણ અશક્ય જણાતું નહિ.”

ખરેખર ! કવિને કંઇ પણ અશક્ય જણાતું નથી, જ્યારે કુદરત જ પ્રિય બની ઉર ખોલે છે. કવિ ટાગોરનો બાલ્યાવસ્થાનો આ કુદરતપ્રતિનો પ્રેમ પોતાના જીવનક્રમ સાથે વિકાસ પામ્યો, અને આધ્યાત્મિક કલ્પનાઓના પોષકરૂપે અતિ ફૂલદાયી નિવડ્યો.

**કવિની વિદ્યાર્થી અવસ્થા**

શિક્ષણમાં કેટલીક અગત્યની ખામીઓ જે હાલ શાળાઓમાં જોવામાં આવે છે તે પચાસ વર્ષ પૂર્વે પણ હતી. કવિ ટાગોરની બાલ્યાવસ્થામાં ત્હેમનાં ઉચ્ચ જીવનને યોગ્ય આદર્શ શાળા–શાન્તિનિકેતન આશ્રમ જેવી–ન હતી, અને હજી પણ

હેતું પ્રમાણ હિન્દુસ્થાનમાં જોઇએ તેવું નથી. હાલની શાલાઓની શિક્ષણપદ્ધતિમાં કેટલીક મ્હોટી અને ખાસ ખામીઓને લીધે જ આધુ- શિક્ષણ અપૂર્ણ છે, એટલું જ નહિ પણ ઉત્સાહ મન્દ કરનાર છે.

હિન્દુસ્થાનની દેશી અને વિદેશીય શાલાઓમાં શિક્ષણપદ્ધતિ એટલી બધી વિચિત્ર રીતે ગોઠવી છે કે, કેટલાક આવશ્યક વિષયોને તિલાઞ્જલિ આપી, અનુપયોગી વિષયોને, નકામા દાખલ કરી, અસા- ધારણ વિકાસ આપ્યો છે. આથી પરિણામ એ આવે છે કે, ઘણા ખરા સારા વિદ્યાર્થીઓ પણ તેથી કંટાળે છે. શિક્ષકો પણ જ્ઞાન- વિષયમાં રસ લેતા નથી, એટલે સર્વે અવ્યવસ્થિત બને એમાં શી નવાઇ !

કવિ ટાગોરની વિદ્યાર્થી અવસ્થા ઘણીજ અનિશ્ચિત હતી. શિક્ષણપદ્ધતિની આવી વિચિત્રતાને લીધે કવિને ઘણે ભાગે નિશાળે જવું જ પસંદ ન હતું. આથી જીવનના અતિ ઉપયોગી દિવસો, શાલાની પ્રતિકૂલતાને લીધે, સવિશેષ નકામા જ ગયા, આજે પણ ત્હેની સ્મૃતિ ત્હેમને ગ્લાનિ ઉપજાવે છે. શિક્ષણપ્રતિ જેવો પ્રેમ બાલ- કોમાં સ્વાભાવિક ઉપજવો જોઇએ તેવો પ્રેમ કેટલીક વખત અયોગ્ય શિક્ષાપદ્ધતિથી નાશ પામે છે. કવિ ટાગોર માટે પણ એમ જ થયું. જણાવવામાં આવે છે કે, નિશાળના એક એવા મહેતાજીના હાથનીચે ત્હેમને અભ્યાસ કરવાનો વખત આવ્યો હતો કે જેણે ઘણી જ નિર્દય રીતે કવિને શિક્ષા કરી, અને બ્હાર સૂર્યના સખત તાપમાં

કેટલાક કલાકોને માટે ઉઘાડે માથે ઉભો રાખ્યો.

આ જંગલી શિક્ષાથી આરોગ્યતાને અતિશય હાની પૂહોંચે છે એટલું જ નહિ પણ શાલાપ્રતિ અન્તરથી અભાવ ઉત્પન્ન થાય છે. કદાચિત્ કેટલીક જગ્યાએ હાલ બને છે તેમ માબાપના દબાણને લીધે બાલકો નીશાળે જાય તો જીવન ઉદાસીન બને છે: અને આથી શિક્ષણમાં રોકાવું જોઇતું ધ્યાન રહેમાંથી છુટવાની યુક્તિ અર્થે રોકાય છે.

કવિમાટે આ વાક્યો અક્ષરસઃ ખરાં હતાં. પોતાનાં બાલપણમાં વિદ્યાર્થીજીવનની આવી બ્હીક, ત્હેની જંગલી, અયોગ્ય, અને નિર્દય-રીતિથી ત્રાસ પામી કવિ ટાગોરનું મન શાલા તરફથી ઉઠી ગયું.

શાલાના ત્રાસમાંથી મુક્ત થવાની કવિની યુક્તિને માટે લખતાં કે. એસ. રામસ્વામિ શાસ્ત્રી જણાવે છે કે;—

"તે પોતાના જોડાને પાણીમાં રાખી ભેજવાળા કરતો કે જેથી "તે માંદો પડે, અને આ રીતે પોતાને નિશાળે જવું ન પડે. ત્હેના "પિતાના જાણવામાં ત્હેના દુઃખી વિદ્યાર્થી જીવનની વાત આવી, "એટલે ત્હેને નિશાળેથી ઉઠાડી ખાનગી શિક્ષકોના હાથનીચે "સોંપવામાં આવ્યો."

આ યુક્તિ કેવલ કવિએ જ આચારમાં મૂકી એમ નથી, પણ ભવિષ્યમાં ખ્યાતિ પામેલા અનેક વિદ્વાનોને પણ, શાલાની પ્રતિકૂલ-તાને લીધે, બાલપણમાં આવી અનેક યુક્તિઓ કામે લગાડવી પડી હતી. શિક્ષણમાં પ્રેમની ન્યૂનતાનું જ આ પરિણામ !

અભ્યાસ

આ રીતે શાલાના શિક્ષણનું દ્વાર સુભાગ્યે* હ્‌મેને માટે બન્ધ થયું, પણ તેથી હ્‌મેમની ઇશ્વરપ્રેરિત શક્તિઓ શિથિલ પડી નહિ. કુદરતી બક્ષિસોને ખીલવાને યોગ્ય માર્ગ મળ્યો, કેમકે પોતાના કુટુમ્બમાં જ સર્વે શિક્ષિત હતાં. કવિનો જ્યેષ્ટ બન્ધુ દ્વીજેન્દ્રનાથ ટાગોર એક મહાન્ તત્વવેત્તા છે. હ્‌મેમની પાસેથી, અને પોતાને માટે રાખેલા શિક્ષકો પાસેથી કવિ થોડા વખતમાં સારૂં શિક્ષણ પ્રાપ્ત કરી શકયા.

છેક ચૌદ વર્ષની વયે કવિ રવીન્દ્રનાથ ટાગોરે "વાલ્મિકેર બુદ્ધિ" નામનો નાટક લખી કલકત્તાની 'એમેચ્યુર' નાટક મણ્ડલીને ભજવવાને માટે આપ્યો; અને પોતે પણ હ્‌મેમાં ભાગ લીધો હતો. આ વખતથી કવિએ નાટકો અને કાવ્યો લખવા શરૂ કર્યાં.

જો કે કવિને કોઇ પણ રીતનું પદ્ધતિસર શિક્ષણ મળ્યું ન હતું તોપણુ કાવ્ય માટેની હ્‌મેમની તીવ્ર લાગણી, સંગીત, કલા અને આત્મ-પ્રતિભા ધીમે ધીમે કેવલ વાંચનથી જ પ્રકાશવા વગર રહ્યાં નહિ. જીવનના પ્રથમ પ્રવાહમાં જ કવિને હિન્દુસ્થાનનાં જૂનાં લલિત ગીતો

---

* હું નથી ધારતો કે, શાલાનું સંકુચિત શિક્ષણ જો કવિને મળ્યું હોત તો હ્‌મેમની વિશાલ બુદ્ધિ જગતને, આટલી બધી ઉત્તમ રીતે, આશ્ચર્યચકિત કરી શકી હોત. ઉલટપક્ષે કદાચિત્ હ્‌મેમની કલ્પનાઓ માત્ર શૂન્ય થઈ હોત.

કેટલાક કલાકોને માટે ઉંબ્રાડે માથે ઉભો રાખ્યો.

આ જંગલી શિક્ષાથી આરોગ્યતાને અતિશય હાની પૂહોંચે છે એટલું જ નહિ પણ શાલાપ્રતિ અન્તરથી અભાવ ઉત્પન્ન થાય છે. કદાચિત્ કેટલીક જગ્યાએ હાલ બને છે તેમ માબાપના દબાણને લીધે બાલકો નીશાળે જાય તો જીવન ઉદાસીન બને છે; અને આથી શિક્ષણમાં રોકાવું જોઇતું ધ્યાન ત્હેમાંથી છુટવાની યુક્તિ અર્થે રોકાય છે.

કવિમાટે આ વાક્યો અક્ષરસઃ ખરાં હતાં. પોતાનાં બાલપણમાં વિદ્યાર્થીજીવનની આવી બ્હીક, ત્હેની જંગલી, અયોગ્ય અને નિર્દય-રીતિથી ત્રાસ પામી કવિ ટાગોરનું મન શાલા તરફથી ઉઠી ગયું.

શાલાના ત્રાસમાંથી મુક્ત થવાની કવિની યુક્તિને માટે લખતાં **કે. એસ. રામસ્વામિ શાસ્ત્રી** જણાવે છે કે;—

"તે પોતાના જોડાને પાણીમાં રાખી ભેજવાળા કરતો કે જેથી "તે માંદો પડે, અને આ રીતે પોતાને નિશાળે જવું ન પડે. ત્હેના "પિતાના જાણવામાં ત્હેના દુઃખી વિદ્યાર્થી જીવનની વાત આવી, "એટલે ત્હેને નિશાળેથી ઉઠાડી ખાનગી શિક્ષકોના હાથનીચે "સોંપવામાં આવ્યો."

આ યુક્તિ કેવલ કવિએ જ આચારમાં મૂકી એમ નથી, પણ ભવિષ્યમાં ખ્યાતિ પામેલાં અનેક વિદ્વાનોને પણ, શાલાની પ્રતિકૂલ-તાને લીધે, બાલપણમાં આવી અનેક યુક્તિઓ કામે લગાડવી પડી હતી. શિક્ષણમાં પ્રેમની ન્યૂનતાનું જ આ પરિણામ !

આ રીતે શાલાના શિક્ષણનું દ્વાર સુભાગ્યે* ત્હેમને માટે બન્ધ થયું, પણ તેથી ત્હેમની ઈશ્વરપ્રેરિત શક્તિઓ શિથિલ પડી નહિ. કુદરતી બક્ષિસોને ખીલવાને યોગ્ય માર્ગ મળ્યો, કેમકે પોતાનાં કુટુમ્બમાં જ સર્વે શિક્ષિત હતાં. કવિનો જ્યેષ્ઠ બન્ધુ દ્વીજેન્દ્રનાથ ટાગોર એક મહાન્ તત્વવેત્તા છે. ત્હેમની પાસેથી, અને પોતાને માટે રાખેલા શિક્ષકો પાસેથી કવિ થોડા વખતમાં સારૂં શિક્ષણ પ્રાપ્ત કરી શક્યા.

અભ્યાસ

છેક ચૌદ વર્ષની વયે કવિ રવીન્દ્રનાથ ટાગોરે "વાલ્મિકેર બુદ્ધિ" નામનો નાટક લખી કલકત્તાની 'એમેચ્યુર' નાટક મણ્ડલીને ભજવવાને માટે આપ્યો; અને પોતે પણ ત્હેમાં ભાગ લીધો હતો. આ વખતથી કવિએ નાટકો અને કાવ્યો લખવાં શરૂ કર્યાં.

જો કે કવિને કોઇ પણ રીતનું પદ્ધતિસર શિક્ષણ મળ્યું ન હતું તોપણ કાવ્ય માટેની ત્હેમની તીવ્ર લાગણી, સંગીત, કલા અને આત્મ-પ્રતિભા ધીમે ધીમે કેવલ વાંચનથી જ પ્રકાશવા વગર રહ્યાં નહિ. જીવનના પ્રથમ પ્રવાહમાં જ કવિને હિન્દુસ્થાનનાં જૂનાં લલિત ગીતો

---

* હું નથી ધારતો કે, શાલાનું સંકુચિત શિક્ષણ જો કવિને મળ્યું હોત તો ત્હેમની વિશાલ બુદ્ધિ જગતને, આટલી બધી ઉત્તમ રીતે, આશ્ચર્યચકિત કરી શકી હોત. ઉલટપક્ષે કદાચિત્ ત્હેમની કલ્પનાઓ ભાર-શૂન્ય થઈ હોત.

અને ભાવપૂર્ણ સુમધુર કાવ્યોપ્રતિ વલણ થયું, ત્હેનાં વાંચનથી નવીન નવીન કલ્પનાઓ સ્ફુરી અને કવિત્વશક્તિને યથાર્થ વિકાસ મળ્યો. આમાં પણ ચંડીદાસ અને વિદ્યાપતિનાં રસિક કાવ્યોનાં વાંચનથી, કવિમાં સાહિત્યપ્રત્યે પ્રેમ અને બુદ્ધિ પ્રકાશી.

ધાર્મિક બાબતમાં ત્હેમના પિતા પાસેથી તે ઘણું મેળવી શક્યા, તેમ છતાં કબીરનું વાંચન ત્હેમને અતિશય ઉપયોગી થઇ પડ્યું. આધ્યાત્મિક વિષયપ્રતિનો એમનો પ્રેમ બાલપણથી છેવટસુધી એવો જ રહ્યો. વસ્તુતઃ એમનું જીવન જ પ્રથમથી ( એમના પિતાની માફક ) આધ્યાત્મિક હતું.

**ઈંગ્લૅંડની પ્રથમ મુસાફરી**

આ રીતે ઘરના અભ્યાસથી બુદ્ધિમાં વૃદ્ધિ થઇ, અને કલ્પનાને પોષણ મળ્યું; પણ ' અંગ્રેજી ' ભાષાના અભ્યાસને માટે ત્હેમને ઇંગલૅંડ મોકલવામાં આવ્યા. આ ઇંગલૅંડની પ્રથમ મુસાફરી વખતે ત્હેમની વય માત્ર સત્તર વર્ષની હતીઃ ત્યાં કવિ 'યુનીવરસિટી કૉલેજ 'માં દાખલ થયા. અને 'અંગ્રેજી' સાહિત્યનો અભ્યાસ શરૂ કર્યો. જણાવવામાં આવે છે કે, અહિં 'વાયકાઉન્ટ' (પ્રથમ જોન) મોરલીના હાથ નીચે ત્હેમણે થોડા વખત માટે અભ્યાસ કર્યો.

થોડા ઘણા અભ્યાસ પછી ક્યાં તો તે નિરસ લાગ્યું હોય કે ગમે તેમ, પણ કવિ ટાગોર એક વર્ષમાં પાછા આવી રહ્યા.

હિન્દુસ્થાનમાં થોડો વખત રહી, વળી ફરી કાયદાના અભ્યાસને માટે ત્હેમને પાછા ઇંગલૅંડ મોકલવામાં આવ્યા. પણ શક્તિઓનું મૂલ બન્ધારણ સામાન્ય વૃત્તિઓથી ભિન્ન હોવાથી તે કોઇ પણ રીતે ત્હેમને અનુકૂલ પડયું નહિ; અને થોડા જ વખતમાં તેઓ હિન્દુસ્થાન આવી રહ્યા. આથી જે ઉત્તમ કાવ્યો માટે ત્હેમની જગતમાં ખ્યાતિ થઇ, અને વિશેષે પોતાના દેશમાં જ જેને માટે ઘણું માન મળ્યું, તેવાં કાવ્યોને સ્વાભાવિક જ પ્રકાશવાનો અવસર મળ્યો.

ઇંગલૅંડની બીજી મુસાફરી

એવા ઘણા દૃષ્ટાંતો આપણને અત્યારસૂધીમાં મળી આવે છે કે, જ્યાં કવિ પોતે અભણ હોઇ, ઉત્તમ પ્રકારની કવિતા લખી ગયા છે. તેઓની ખાસ શાલાઓ ન હતી કે જ્યાં તેમણે અભ્યાસ કર્યો હોય છે. આ ઘટના અમુક જ સંજોગોમાં નહિ પણ પ્રત્યેક જમાના અને દેશમાં નજરે પડે છે. આથી એટલું તો સિદ્ધ થાય છે કે, કવિ હોવાને માટે કોઇ ખાસ શિક્ષણ અગર અમુક જ શિક્ષણ હોવાની જરૂર નથી, પણ તેઓમાં તે શક્તિ કુદરતી રીતે જ ગુપ્ત હોય છે, અને કુદરતની મહાન્ શાલામાં શિક્ષણ મળતાં, તે સમયાનુસાર પ્રકાશી નિકળે છે. આવા પ્રેરિત કવિઓની કવિતા જ આપણને વિશેષ સરસ અને હૃદયગ્રાહ્ય લાગે છે—કેમકે એવા કવિઓ ઉપરથી બોલતા નથી પણ અંદરથી બોલે છે.

કવિઓ જન્મથીજ હોય છે

શિક્ષણથી એટલું થાય છે કે, કલા ખીલે છે અને પોતાના હૃદયોદ્દગારોને સારી શૈલીમાં ગોઠવવાનું બની શકે છે; પણ તેથી મૂલ બક્ષિસમાં કિંચિન્માત્ર પણ વધારો થતો નથી. લૉર્ડ સ્ટેનહોપ કહે છે કે;—

"શિક્ષણ એ તો એક ખાલી રંદો દેવા જેવું છે, કે જે અન્દ-
"રના લાકડાંનો મૂલ સ્વભાવ કોઇ પણ રીતે ફેરવી શકે એમ નથી,
"પણ કેવલ ત્હેનો દેખાવ સુધારે છે."

શિક્ષણ ગમે તેટલું સારૂં હોય પણ જો કુદરતી બક્ષિસ ન હોય તો કવિની કવિતા રસિક બનતી નથી. ત્હેમાં શબ્દોની ગોઠવણ ભલે સારી હોય, પણ મૂલમાં ભાવપ્રેરિત નથી; એટલે હૃદયને તે જોઇએ તેવો આઘાત ન કરી શકે એ સ્વાભાવિક છે. કવિતામાં હૃદય એ ત્હેનું પોષણ-રસ છે. નહિ તો કલાથી ખીલવેલી કવિતા એ તો વાસ્તવમાં માત્ર કેટલાક સારા શબ્દોનું ખોખું જ કહેવાય, એટલે કાવ્ય તો નહિ જ !*

"અંતઃક્ષોભમૂળથી એક વાર કવિતાનો છોડ ઉગે તો પછી
"રચના કરવાના મહાવરાથી કલામાં જે નિપુણતા આવી હોય તે
"વડે તેને સુશોભિત કરાય. મૂળ વિના છોડ જ ન ઉગે. પછી બધી

---

* જોને, અચિંક જ કૌતુકકર્યું થાય શું પેલું ?
સ્નેહવિષ્ણુરૂપકૃષ્ણમુકુટશિખીકલાપકેરી

કલા શા કામમાં આવે ? "×

કવિ ટાગોરમાં ન્હાનપણથી જ કુદરતપ્રતિ પ્રેમ, સાહિત્યનો શોખ, આત્મપ્રતિભા અને કવિત્વશક્તિ હતી. ત્હેમાં પ્રાચીન કવિઓનાં વાચનથી કલા ખીલી. એટલે સુવર્ણમાં સુગન્ધ જેવું થયું. નહિ તો કવિને કોઈ હિન્દની શાલા કિંવા 'કૉલેજ' માંથી એવું શિક્ષણ ન મળ્યું હતું કે જેથી ત્હેમની કલ્પનાઓ વિકાસ પામી અને જણાય છે તેવા રુપમાં પરિણામી. આથી કવિ ટાગોર જન્મથી જ કવિ હતા એમ કહીશું તો તે અતિશયોક્તિ ન ગણાશે.

'ડેલી ન્યુઝ' કવિ ટાગોરને મળેલાં "આલફ્રેડ નોબલ 'પ્રાઇઝ' ઉપર ટીકા કરતાં લખે છે કે;—

"કવિ રવીન્દ્રનાથ ટાગોરને સાહિત્ય માટે મળેલાં 'નોબલ "પ્રાઇઝ'માં એક ઘણી જ ચમત્કારિક બીના ધ્યાનમાં રાખવા જેવી "છે. વિદ્યાલય સાથે કિંચિન્માત્ર પણ સમ્બન્ધ ન ધરાવનાર એક

---

કમાન સુંદર !

(સ્નેહમુદ્રા)

વસે શ્વસી હસી રહે વિશદ દિવ્ય શાન્તિ અહીં,
અમીર, અવિલોલ,—જે જગતમેલ આત્માતણો,

(ભણકાર)

× કવિતા અને સાહિત્ય

જન્મથીજ કવિ

"હિન્દી તરિકેનો તે અપૂર્વ્વ દૃષ્ટાંત છે. એટલે બ્રીટિશ સરકાર અગર
"તો લૉર્ડ મેકોલેના શિક્ષણનું તે પરિણામ નથી. આ માટે વિવેચન
"થઇ ચુકયું છે, પણ જો તે વિદ્યાલયના સમ્બન્ધમાં આવ્યો હોત
"તો મૂલ વિચિત્રતા એ જ થાત કે, તે સંસ્થાના પ્રતિક્રમમાં ટીપાઇ
"ઘડાઇ બરોબર એક પંતુજીનો સાદસ્ય બન્યો હોત. આપણે જાણીએ
"છીએ કે, કવિ બનાવી શકાતો નથી પણ જન્મથી જ હોય છે;
"અને ઘણા થોડા જ કવિઓએ વિદ્યાલયમાં અભ્યાસ કર્યો હોય છે.
"આથી હિન્દુસ્થાનને માટે ખાસ ધ્યાનમાં રાખવા જેવી બાબત
"તો એ છે કે, બી. એ. ની ઉપાધિ વળગાડવા વીના પણ કોઇ
"મહાન્ કાર્ય્ય કરવું—કેમકે આ પારિતોષિક મેળવવું એ પણ એક
"મહાન્ કાર્ય્ય જ છે તે—શકય છે. લોકો હંમેશાં આ પ્રમાણે ધારતા
"હતા, પણ હવે તે જાણવામાં આવ્યું છે."

લગ્ન

હજી તો કવિ પોતાની કલ્પનાઓ, ધર્મ્મવિષયક વિચારો અને દેશહિતની વ્યવસ્થાના ખ્યાલોમાં જ ગુંથાયા હતા, ત્યાં તેત્રીશ વર્ષની વયે ત્હેમનાં લગ્ન કરવામાં આવ્યાં. આથી કવિને પોતાના કાર્ય્યમાં કોઇ રીતનો વિક્ષેપ નડયો નહિ, પણ જણાવવામાં આવે છે તેમ "ત્હેમના સાહિત્યવિલાસનો દ્વિતીય પ્રવાહ અહીંથી જ શરૂ થયો."* કવિનું આ પરિવર્ત્તન જાણવા જેવું છે, કેમકે ત્હેમનું સાહિત્ય-જીવન હવે પછી જ વધુ વિકસિત થયું.

---

* Sir Rabindranath Tagore

કવિ પોતાના પિતાની માફક અતિ એકાન્તપ્રિય હતા. જો કે આ અનુભવ પ્રથમ તો ઘણો જ આકરો લાગ્યો, પણ ધીમે ધીમે વૃત્તિઓ તે પ્રમાણે ટેવાઇ ગઇ; અને આધ્યાત્મિક ઉન્નતિને એ રીતે પોષણ મળ્યું !

સાહિત્યવિલાસ અને એકાન્ત

લગ્ન પછી મહર્ષિએ કવિને શીઆલદાની મીલકતની વ્યવસ્થા સોંપી. આવા દબાણથી કવિ પ્રથમ તો નાખુશ થયા, પણ બીજો રસ્તો ન હતો; એટલે અપ્રિયને પ્રિય કરી તેઓ ત્યાં રહ્યા.

આ રીતે ત્યાંની શાન્તિ અને એકાન્ત ઉભય હ્રેમને સાહજિક સહાય્યરુપ બન્યાં. કવિના અત્યોત્તમ ગ્રન્થોનું હ્રેમની આ જીવન-સ્થિતિમાં બીજારોપણ થયું. વાંચનને પણ વિશેષ અવકાશ મળ્યો, અને ધીમે ધીમે આનંદી જીવનનું રહસ્ય હ્રેમના ધ્યાનમાં આવ્યું. જીવનના સમ-વિષમ બનાવો; દુઃખ અને સુખ મિશ્રિત જીવન-પ્રવાહ અને માનવજીવનની પ્રેમ અને આશાની લાગણી મિષે મિષે સ્ફૂરી.

જૂના રસિક કવિઓના વાંચનથી ધર્મ્મ અને પ્રેમની ભાવનાઓ ઘણી જ ત્વરાથી જાગૃત થઇ. જો કે મૂલથી જ કવિમાં કવિત્વશક્તિનો વિચિત્ર પણ અપૂર્વ પ્રવાહ વહેતો હતો, હ્રેમાં ગૌરાઙ્ગ અને વૈષ્ણવ

મતનાં સિદ્ધાંતો અકલ્પિત રીતે અનુકૂલ થઇ પડયા. કબીરનાં કાવ્યોનું વાંચન તેમણે પૂર્વેથી જ કર્યું હતું, ત્હેનું યથાર્થ મનન આ સમયે થયું. પોતાના કેટલાક કાવ્યોમાં પણ કબીરના વિચારોની છાયા જણાય આવે છે. કબીરનાં સોએક ઉત્તમ કાવ્યોનું ભાષાન્તર કવિએ 'અંગ્રેજીમાં પણ ઘણી જ વિદ્વતાભરીરીતે કર્યું છે.

ખરી રીતે કહીએ તો, સાહિત્યનો અપ્રતિમ વિકાસ કવિની આ જ સ્થિતિમાં થયો. આ પૂર્વે 'ભાનુસિંહ'ના નામ હેઠળ કેટલીક કવિતાઓ છુટક છુટક લખાઇ હતી,* પણ તે બધી ભિન્ન ભિન્ન

---

* ગીત.

( ઝિંઝોટી, તાલ એકકો, દાદરો. )

ગહનં કુસુમકુંજમાં જ મૃદુલૌ મધુરૌ બંસૌ બાજે,
વિસરૌ ત્રાસ લોકલાજ સજની આવો આવોરે. ગહન૦

ધારૌ ચારુ નીલ વાસ,
હૃદય પ્રણયકુસુમરાસ,
હરિણનેત્ર વિમલ હાસ,
કુંજવને આવોરે. ગહન૦ ૧

ઢાળે કુસુમ સુરભિભાર,
ઢાળે વિહગ સુરવસાર;

કવિઓનાં અનુકરણરુપ ! છતાં પણ તે અનુકરણમાં કવિની ઉન્નત કલ્પનાની છાયા સહજે જણાય આવે છે, આ પછી "ન્હાની ન્હાની વાર્તા" લખવાનો સમય મળ્યો. ત્હેમાં કેટલી જગ્યાએ ગ્રામ્યઅનુભવને

ઢાળે ઈન્દુ અમૃતધાર,
રજતશી સુહાતી રે. ગહન૦ ૨

મન્દ મન્દ ભૃંગ ગુંજે,
અચુત કુસુમ કુંજ કુંજે,
ફૂટયાં સજની પુંજ પુંજે,
બકુલ યુથી જાતિ રે. મદન૦ ૩

જોઇ લ્યો સખી શ્યામરાય,
નયન પ્રેમ છળી જાય,
અમૃતસદન વદન છાય,
નિંદતી શી ચંદ જો. મદન૦ ૪

આવો આવો સજનીવૃન્દ,
નિરખી લ્યો સખી શ્રી ગોવિન્દ,
શ્યામને પદારવિન્દ,
ભાનુસિંહ વન્દતો. મદન૦ ૫

(નૂપુરઝંકાર)

ઘણી જ ઉત્તમ રીતે વર્ણવ્યો છે. સાદાં જીવનની રસિકતા કવિએ બહુ સારી રીતે ખીલવી છે. પોતાની માતૃભૂમિનું પ્રાચીન ઐશ્વર્ય અને ઉચ્ચ ભાવિમાં હેમને દૃઢ શ્રદ્ધા હતી. બંગાલાનાં ગામડાઓનો પોતાનો અનુભવ અને તેથી ઉદિત થયેલી પોતાની શુદ્ધ ભાવનાઓ ધીમે ધીમે ઘણાં કાવ્યોમાં ઝળકવા લાગી.

જનસમૂહ પાસેથી ખંત, સહનશીલતા, ઔદાર્ય, સાદાઇ, પ્રેમ અને માનવજીવનની સાહજિક લાગણીઓનો અભ્યાસ, પોતાના આ સમયમાં, તેમણે કર્યો. આથી કેટલીક નવીન કલ્પનાઓ દૃષ્ટિ આગળ આવી અને કુદરતી અક્ષિસે હેની પૂર્ણતા કરી.

આ પછી "પ્રભાત-સંગીત" અને "સન્ધ્યા-સંગીત"નાં કાવ્યો લખાયાં તે અનુકરણરુપ ન હોતાં, તદ્દન નવીન હોઇ, અદ્‌ભુત રસાત્મક છે. કુદરતને ઉકેલવાનો કવિનો પ્રયત્ન અને હેની સુન્દરતા તથા વિચિત્રતામાં પોતાના વિચારોનું યથાર્થ આરોપણ-જે કાવ્ય અંગે શ્રેષ્ઠ કહેવાય છે તે*-આ સમયથી હેમનાં કાવ્યોમાં સવિશેષ પ્રત્યક્ષ થવા લાગ્યું:—

* મહાકવિ કાલિદાસના "મેઘદૂત" માં આવા પ્રસંગો વારંવાર જોવામાં આવે છે; અને કાવ્ય પણ તેથી જ વિશેષ રસિક બન્યું છે. આરોપણ કલ્પિત પણ સાવ અતિશય સ્વાભાવિક હોવાથી કાવ્ય મનોરમ લાગે છે.

કવિનાં બધાં જ કાવ્યો, ત્હેમાં વિશેષે 'ગીતાંજલિ' અને 'ખેયા'માં આવાં દૃષ્ટાંતોની ખોટ નથી.

---

આછું આછું નિર થઈ જતાં, વેણીરૂપે વહે છે,
પાકાં પત્રો તરુથી ખરતાં, કૈંક ફીક્કી દિસે છે;
દર્શાવે છે વિરહિણી બની, ત્હારૂં સૌભાગ્ય, એવી,
કર્જે તે તે, કૃશપણું તજે, જે વડે એ બિચારી.

( ફી. ધ. ભાષાન્તર )

મન વિચારતો, "દુઃખ શું હરો
ગિરિપતિસમા રત્નનાથને ?"
વળી વિમાસતો ચિત્ત—" એહને
નહિ પ્રિયા દીસે, દુઃખી તેથી એ."

*   *   *

મુજ પઠે રખે ગિરિપતિ રુવે !

( સ્નેહમુદ્રા )

ધવલ કમલસમ હિમગિરિશિખરે,
સૂર્ય્ય જ્યોતિના સ્પરશે-હરષે
તું હરખે—
હસતી રહે !
યાચું મા ત્હને !

(રાષ્ટ્રીયગીત)

સારી નિશા, સઉ તારા તારાએ,
અનિમેષ નેને શાન્ત ઉભા રૂહે,
શ્રાવણ–ધારાથી પલ્લવ–દલે
ત્હારો વિરહજ વાગે છે.

બીજાં કાવ્યમાં એક જગ્યાએ;—

પ્રભાતે જ્યારે આકાશ ખુલે,
વાગે વીણા ત્યાં સુવર્ણ સુરે.

વળી એક કાવ્યમાં લખે છે;—

જનની, આ ત્હારી કરુણ ચરણ–પાની
દેખાય આજે એ અરુણ–કિરણરુપે.
જનની, આ ત્હારી મરણ હરણ વાણી
શાન્ત ગગને વાગી રે ધીમે ધીમે.

એક જગ્યાએ ભાવનાને પોષતાં વર્ણન કર્યું છે;—

ઢાંકી દીધાં ચક્ષુ પ્રભાતે,
વા વૃથા પોકાર દે,
જાગૃત નીલ આકાશને
નિબિડ ધન ઢાંકી લીયે.

(ગીતાંજલિ)

આ કાવ્યોમાં કેવલ ભાષાચાતુર્ય્ય, કુદરત–આરોપણ અને રસાત્મક અલંકારો જ નહિ પણ ઉંડી ધર્મ્મ અને હૃદયની લાગણી વિવિધ રીતે વર્ણવી છે. લખાણમાં પલે પલે વિચિત્રતા, વિવિધતા અને અદ્દ્ભુત રસ સાથે કોઇક વખત શ્રૃંગાર અને કોઇક વખત શાન્ત રસ મિશ્રિત

હોય છે. આથી સ્થાયી–ધ્વનિત ભાવની એવી જમાવટ થાય છે, અને આરોપણ એટલું બધું રમ્ય જણાય છે કે, કેટલાંક કાવ્યો તો કેવલ વાંચન સાથે ઉંડાણમાં લઇ જાય છે, કલ્પના લીન થઇ જાય છે, ત્હેના ભાવો હૃદયમાં રમ્યા કરે છે પણ ત્હેને યથાર્થ સ્હમજાવી શકાતા નથી; અગર તેમ કરવાનો કદાચિત્ યત્ન કરીએ તો ભાવ ઘણેઅંશે ખણ્ડિત થાય છે.

**વિષમ હરિગીત—**

રઙ્ગીન આપું રમકડાં
તુજ રઙ્ગવાળા હાથમાં,
હે, બાલ! જાણું હું નહિં—
શા કારણે મેલ્યો મહિં,
ને પાણીમાં રઙ્ગો પૂર્યા,
કૈં કૈં વિચિત્ર નવાનવા,
ને પુષ્પદલ સૌ અવનવા
રઙ્ગોથી શાને ચિતર્યાં!

હા, ગાન જ્યારે ગાવું છું
તુજને કરા'વા* નૃત્ય હું
ત્યારે ઉરે મમ ભાસતું,

* કરા'વા—કરાવવા; ત્હેને નચાવવાને માટે.

શા કારણે વિપિને મધુ
ધ્વનિ, વૃક્ષપત્રો કરી રહ્યાં,
ને જલ-પ્રવાહે નાદ શાં
ઉઠતા તરઙ્ગોઃ સદા !

જ્યારે મોંહાઇ વળી શિશુ !
કોમળ કરમાં હું મૂકું,
ત્યારે અહા ! હું જાણું છું
નદી-વારિ શાથી મિષ્ટ છે,
ને ફૂલ ભર્યાં મધુરાં રસે !

જ્યારે ચુમું* તવ વદનને
તુજને હસા'વાx હું ખરે !
હા, બાલ ! હું જાણું તહિં
શા મોદથી પ્રાતઃ મહિં
રવિજ્યોતિ તુજ મુખ'પર સરે,
ને અનિલ મધુ વધુ અઙ્ગને
અમૃતસ્પર્શે ખીલવે !

( ગીતાજલિ )

* ચુમું—ચુમ્બન કરૂં. x હસા'વા—હસાવવા.

આ પ્રમાણે સાહિત્યવિલાસમાં ચિત્ત શું થાયું હતું તે વખતે કાંઇ કરવું એવી ભાવના, સ્વાભાવિક રીતે, દેશહીતની લાગણીમાં પરિણામ પામી. આવી આન્તરભાવનાએ પોતાને યોગ્ય માર્ગ શોધી કહાડયો; અને પોતાને જે નુકશાન બાલપણમાં થયું હતું, ત્હેના ભોગ બીજા વધુ ન થાય એવી ઇચ્છાથી, કોઇ એક શાલા સ્થાપવી એમ ધાર્યું. આદર્શશાલાઓની ખોટ ભારતને અકથ્ય છે, અને એ કામ કોઇ સાધારણ મનુષ્યથી બનવું ઘણું જ અસંભવિત છે; એટલે આવાં કોઇક કાર્યમાં પોતાની વૃત્તિઓ દોરવી ત્હેમને યોગ્ય જણાઇ.

કાર્યની ઈચ્છા

મી. એન્ડ્રુસ કહે છે કે;—

"(આવી) એક શાલા સ્થાપવાને તે કલકત્તે ગયા. તેમણે કહ્યું "હતું તે પ્રમાણે ત્હેમનું પોતાનું વિદ્યાર્થીજીવન અનિચ્છિત હતું—ઘણું "જ જડ અને પતિત! આથી કોઇક નવીન શિક્ષણપદ્ધતિ દાખલ "કરવાની ત્હેમને ઇચ્છા થઇ, કે જે ઉછરતાં બાલકોને કુદરત પ્રતિ "પ્રેમ અને ઐક્ય શીખાવે કિંબહુના આદર્શજીવનના ઉચ્ચ વિચારોથી "પ્રેરિત કરે."

સાધારણ સ્થિતિના માણસને કોઇ સારૂં કામ કરવા જતાં, આરંભમાં ભારે મહેનત લેવી પડે છે, એટલું જ નહિ પણ દ્રવ્યની તંગી અનેક વખત આવી પડે છે. મૂલમાં તો હિન્દુસ્થાનની નાણા સમ્બન્ધી આધુનિક સ્થિતિ ઘણી જ શોચનીય છે, અને તેમ છતાં

કોઇ સારાં કાર્યને જોઇએ તેવું ઉત્તેજન નથી, એટલે કાર્ય કરનારા હોવા છતાં આવા પ્રતિકૂલ સંજોગોથી કેટલાક દબાય જાય છે.

શાલા કૂહાડયા પછી કવિ ટાગોરને શરૂઆતમાં જ નાણાં સમ્બન્ધી સખત તંગી આવી. એ તો આજે એવો સમય આવ્યો કે, કવિ ટાગોરના નામ ઉપર લોકો હજારો રૂપીઆ કૂહાડે છે—કેમકે ત્હેમને 'નોબલ પ્રાઇઝ' મળ્યું, અને તે સાથે પ્રાશ્ચાત્ય લોકોએ જોઇએ તેટલું ઉત્તેજન આપ્યું પણ જો એ 'પ્રાઇઝ' ન મળ્યું હોત તો એના એ જ કવિ ટાગોરને કેટલી હાડમારી ભોગવવી પડત ? આથી તો એમજ થયું કે, લોકો પોતાની આંખે જોઇ શકતા નથી પણ ત્હેમને કોઇ બતાવનાર જોઇએ છે.

શાલા ખોલ્યા પછી પોતાની નાણા સમ્બન્ધી તંગી માટે કવિએ પોતે કહ્યું છે કે;—

"તે શાલા ચલાવવાને માટે મ્હેં મ્હારી ચોપડીઓ વેચી, ત્હેના "હક્કો વેચ્યા અને જે કંઇ હતું તે સર્વસ્વ વેચી દીધું. કેટલી હાડ- "મારી મ્હારે ભોગવવી પડી અને કેટલી મહેનતમાંથી મ્હારે પસાર "થવું પડયું એ બધું તો મ્હારૂં મન જ જાણે છે."

**પત્નિનું મરણ.**

આ પછી ત્હેમનાં પ્રિય પત્નિ મરણ પામ્યાં, અને થોડાક મહિનાઓ પછી ત્હેમની પુત્રી ક્ષય રોગની બીમારીથી મરણ પામી. હજી તો આ સર્વ ભૂલાયું ન હતું ત્યાં ત્હેમનો ન્હાનો પુત્ર કોલેરાથી

મરણ પામ્યો. આ ઉપરાઉપરી શોકનાં બનાવો માટે કવિ કહે છે કે;–

" આ મરણ મ્હારે માટે એક ઉત્તમ આશીર્વાદ હતો. પૂર્ણ-
" તાની મ્હને એટલી બધી દૃઢ છાપ બેસી ગઇ હતી કે, જાણે કંઇ
" જ નાશ પામ્યું નથી. મ્હને લાગ્યું કે, જો એક અણુ પણ નાશ
" પામ્યો જણાય તો તે કદિ પણ નાશ પામી શકતો નથી. એથી
" કેવલ 'બ્રહ્માર્પણ' વૃત્તિ જાગી એટલું જ નહિ, પણ જીવનની
" કોઇક પૂર્ણ સ્થિતિનો ખ્યાલ આવ્યો. આજે અન્તે હું જાણું છું
" કે, મૃત્યુ શું હતું ! તે પૂર્ણતા હતી. કંઇ જ નાશ પામ્યું નથી,
" કંઇ જ નાશ પામ્યું નથી.* "

કવિ ટાગોરની વિદ્યાર્થીઅવસ્થા અનિશ્ચિત હતી એ પાછું

---

* કહાવ્યું—

નષ્ટ થતું નથી કંઇ જગતમાં ! નાશ તણો
આભાસ માત્ર છે, ભાન માત્ર છે, અગાધિ ઉદધિ
ઉપર તરઙ્ગો જતા આવતા ચ્હડતા વ્યોમે,
શાંત થતા વળી; સરતી ઓટમાં ભિન્ન દેશમાં
ઉસેરાતું ને ઘટતું દીસતું જળધિ તણું જળ,
પણ તે સર્વ જ ખોટું ! ખોટું ! જળધિ તણું જળ
હતું તેટલું છે-ને રહેશે !"

( સ્નેહમુદ્રા )

**શાન્તિનિકેતન**

ક્હેવાની જરૂર નથી. પણ તેવી પદ્ધતિ વધુ સમય પ્રચારમાં ન રહે એ ત્હેમની ઇચ્છાએ આદર્શ શાલા માટે પ્રયત્ન કરાવ્યો, એમ આગળ જણાવ્યું છે. કવિએ પોતાના એક વ્યાખ્યાનમાં કહ્યું પણ છે કે;—

" હિન્દુસ્થાનને હાલ મન્દિરોની જરૂર નથી, પણ આશ્રમોની
" જરૂર છે. આપણને એવી જગ્યાની જરૂર છે કે, જ્યાં સૃષ્ટિ સૌ-
" ન્દર્ય્ય અને મનુષ્યના ઉચ્ચત્તમ પ્રયત્નો રસપૂર્ણ એકતા અનુભવે."

આવી આદર્શ શાલા કિંવા આશ્રમને માટે ત્હેમને **ભા**રતની પૂર્વ્વ પદ્ધતિ અનુકરણીય જણાઇ; અને ત્હેનું નવીનસાથે યથાર્થ સમ્મિશ્રણ આપણને **શાન્તિનિકેતનના** આશ્રમમાં પ્રત્યક્ષ થાય છે. બ્રહ્મચારીઓને આશ્રમમાં રાખી, ત્હેમની સાથે પ્રેમભર્યા વર્તનથી, આદર્શ જીવનને યોગ્ય સર્વ્વ પ્રકારનું રુચીકર શિક્ષણ આપવું, એ આશ્રમનો હેતુ અને ક્રમ છે.

**આધુનિક શિક્ષણ-પદ્ધતિ અને આશ્રમની જરૂર**

હાલનું એતદ્દેશીય, કલાવિહીન, યાંત્રિક, પ્રેમ અને ધર્મ્મહીન, સત્ય ઉદ્દેશને જાણ્યા વગરનું—કેવલ પેટને માટેનું અને તે પણ અનારોગ્ય શિક્ષણ કોઇ પણ સંજોગોમાં ઉચ્ચ જીવનને અનિચ્છિત છે. આત્માના વિકાસનો વિચાર, વિશ્વદર્શીપણાસાથે પ્રેમની ખીલવણી, અવલોકનથી સ્વજ્ઞાનને ઉત્તે-

જન, સૃષ્ટિસૌન્દર્ય સાથે તાદાત્મ્ય, આદર્શજીવનની કલ્પનાઓ અને ઉન્નત રાષ્ટ્રીયહીતની ભાવનાઓ આજે શાલાઓમાં અને વિદ્યાલયોમાં ક્યાં છે ? નવીન શોધો, નવીન કલ્પનાઓ અને નવીન વિચારોને હાલનાં શિક્ષણમાં અવકાશ જ ક્યાં છે ?

ખરી રીતે કહીએ તો, હાલ બીજાના શોધેલા વિચારો, ત્હેમનું સાચું વા ખોટું લખેલું લખાણ, વિના સ્હમજ્યે મ્હોડે કરી કાગળમાંથી લઇ કાગળમાં આપવું એજ વિદ્યાર્થીજીવનનો ચાલુ ક્રમ છે. એટલે એક યંત્રથી વિશેષ ઉપમા હાલના વિદ્યાર્થીઓને આપી શકાય નહિ. આવી સ્થિતિમાં વિચારો એકદર્શી થાય, આત્મા સંકુચિત થાય, જીવન વિષમ બને અને નવીનતા નાશ પામે એ તદ્દન સ્વાભાવિક છે. સત્ય માટે પરાવલમ્બન અતિશય હાનીકારક છે; પણ હાલની શાલાઓ અને વિદ્યાલયો તેથી વિશેષ બતાવી શકે એમ નથી.

આધુનિક શિક્ષણ ઉપર ટીકા કરતાં મી. હેવલ જણાવે છે કે;-

"હિન્દુસ્થાનની આપણી શિક્ષણ પદ્ધતિમાં ઘણે ભાગે મ્હોટી "ભૂલ તો એ છે કે, તેઓ કલ્પનામાં શૂન્ય* છે. 'અંગ્રેજી' સામ્રા-

---

* શૂન્યમાં બે ભાવો લીધા છે (૧) જડ, અને (૨) ખાલી. જો કે મૂલમાં તો 'lack of imagination'–'કલ્પનામાં ન્યૂનતા' એવો ભાવ છે,

"જનિક શાલાની આખ્યાયિકા તપાસીએ તો આપણને એમજ માલમ
"પડશે કે વિદ્યાર્થીને આપણે હંમેશાં પશુવત્ ગણીએ છીએ કે
"જેઓમાં કલ્પનાશક્તિને ઘણી જ નિર્દય રીતે દબાવી દેવાનો પ્રયત્ન
"થાય છે. ઘણી જ ધીચ વસ્તીવાળા ગંદા શહેરના મધ્યભાગમાં એક
"લશ્કરી સીપાઇઓને રહેવાનું ઝુંપડું બાંધો અને ત્હેને છોકરાઓથી
"ખીચોખીચ ભરી દો, એ હમણાની 'કૉલેજ' છે."

આ પ્રમાણે જ્યારે વિદ્યાલયોમાં જ શિક્ષણ કનિષ્ટ છે તો ગ્રામ્ય-શાલાની વાત જ શી! અને જો આ જ પ્રમાણે શિક્ષણપદ્ધતિ ચાલુ રહે તો ભાવિ ઉચ્ચઆદર્શની આશા પણ શી?

**શાલાનો ઉદ્દેશ.**

દરેક દેશનું ભવિષ્ય ત્યાંની પ્રજાના શિક્ષણ ઉપર આધાર રાખે છે. જર્મની, ફ્રાન્સ, ઇંગ્લૅંડ, અમેરીકાદિ દેશોમાં શિક્ષણપદ્ધતિ જેટલી સરલ, રુચીકર અને સ્વતંત્ર છે તેટલી હિન્દુસ્થાનમાં નથી: ઇંગલૅંડ અને અમેરીકા આદિ કેટલાક દેશોમાં ઘણી ખરી શાલાઓમાં જ્યારે મફત ભણાવવામાં આવે છે, ત્યારે હિન્દુસ્થાનમાં 'ફી' ધીમે ધીમે આકરી કરી છે. આથી શિક્ષણ એટલું બધું મોંઘું થઇ ગયું છે કે, સામાન્ય જનસમૂહ ત્હેનો જોઇએ તેવો લાભ લઇ શકતો નથી; અને કદાચિત્ કેટલાકને તે લાભ મળતો હશે તો તે એટલો બધો અપૂર્ણ છે કે આખી જીંદગીસુધી ભણવા છતાં તેથી ઘણો થોડો જ જ્ઞાનનો

પણ આજ વિશેષ યોગ્ય લાગશે.

વધારો થાય છે, અને જો ત્હેનો કંઇ પણ સદ્ઉપયોગ થતો હોય તો તે ગુલામીમાં !

હિન્દુસ્થાનમાં હજી પણ ઘણાં મનુષ્યો સંકુચિત ભાવનાવાળાં છે. બાલક નીશાળે જાય ત્યાંથી જ ત્હેને એવી છાપ પાડવામાં આવે છે કે, 'જો તું નિશાળે જઇ ઘણું ભણીશ તો ત્હેને મ્હોટી નોકરી મળશે' (અને મ્હોટો ગુલામ થઇશ ! ) એવા દેશમાં આદર્શજીવનને માર્ગે ક્યાંથી હોય ?

ઉત્તમ શાલાઓની કિંવા આશ્રમોની ખોટ હિન્દુસ્થાનને એટલી બધી છે કે, જો હજી પણ વેળાસર જનસમૂહ તરફથી તેવી વ્યવસ્થા ન થાય તો ભવિષ્યમાં તે ભારત માટે અહિતમાં પરિણામશે. આ ખોટ ધીમે ધીમે ઘણી જ ઉત્તમ રીતે પૂરી પાડવા કવિનો ઉદ્દેશ હતો. જો કે એક હાથે આખા હિન્દુસ્થાનમાં આવી શાલાઓ સ્થાપી ન શકાય તોપણ વખત જતાં ધીમે ધીમે ત્હેનું અનુકરણ થશે એવી આશા છે.

'ઇંગલીશમેન' જણાવે છે કે;—

"બોલપુરમાં શાલા સ્થાપવામાં ત્હેનો ( કવિ ટાગોરનો) ઉદ્દેશ "એ હતો કે, બાલકોને જેમ બને તેમ અનુકૂલ પદ્ધતિથી શિક્ષણ આપવું."

કવિ પોતેજ એના ઉદ્દેશ માટે જણાવે છે કે;—

"પ્રથમ તો મ્હારો ઉદ્દેશ સંપૂર્ણ સ્વદેશાનુરાગી હતો, પણ "પાછળથી તે ધીમે ધીમે વિશેષ આધ્યાત્મિક બનતો ગયો."

કવિએ બોલપુરની શાલા ઇ. સ. ૧૯૦૧ માં ચાલુ કરી પ્રથમ તો વિદ્યાર્થી નહિ જેવા જ થયા. કે. એસ. રામસ્વામિ શાસ્ત્રી જણાવે છે તે પ્રમાણે;—

**શાલાની ઉત્પત્તિ અને વૃદ્ધિ**

"કવિ ટાગોરે માત્ર બે ત્રણ છોકરાંઓ "થી જ બોલપુર આગળ ઇ. સ. ૧૯૦૧ "માં શાલા ચાલુ કરી."

લોકોને નવીન સંસ્થા તરફ સ્વાભાવિક જ અણગમો હોય છે તેમ કદાચિત્ આમાં પણ બન્યું હશે. સંખ્યા બહુ જ ધીમે વધી. બે વર્ષ પછી પણ માત્ર અઢાર વિદ્યાર્થીઓ જ થઇ શક્યા; પણ કવિનો ઉત્સાહ નહિ તો દ્રવ્યની તંગીથી બન્ધ પડયો કે નહિ વિદ્યાર્થીની અછતથી ! બીજાં વધુ બે વર્ષ પછી વિદ્યાર્થીની સંખ્યા સાઠ થઇ, અને આ પ્રમાણે ઉત્તરોત્તર વધતાં હાલ શાન્તિનિકેતનમાં વિદ્યાર્થીની સંખ્યા લગભગ બસેંની થવા આવી છે. હવે જનસમૂહની લાગણી તે તરફ વિશેષ દોરાવાથી સંખ્યામાં અણધાર્યો વધારો થવાની આશા છે. અને એના જ અનુકરણરૂપ જો બીજા આશ્રમો હિન્દુસ્થાનના અન્ય ભાગોમાં સ્થાપવામાં આવે તો તેથી દેશને સવિશેષ લાભ થઇ શકે એમ છે. દેશના હિતચિંતકોએ આવાં કાર્યો પ્રતિ હવે વધુ દુર્લક્ષ્ય કરવું યોગ્ય નથી.

શાન્તિનિકેતનના આશ્રમનો કાર્યક્રમ ઘણો જ સુખદ, કુદરતી, મનોરંજક અને જાણવા જેવો છે. આદર્શ-શાલાને યોગ્ય સર્વે ક્રમો ગોઠવ્યા છે. શિક્ષણમાંથી આનન્દ કેમ લેવો તે ત્યાંના ક્રમ નિરિક્ષણથી સહજે માલમ પડશે. વિદ્યાર્થીના ઉત્સાહને ઉત્તેજીત કરવાને સર્વે રીતે ત્યાં અનુકૂલતા હોય છે. તેઓ હંમેશાં આનન્દી જોવાંમાં આવે છે. શાન્તિનિકેતન માટે તેઓને ઘણું માન અને પ્રેમ છે. કવિ ટાગોરના એક બંગાલી ગીતનો અનુવાદ નીચે આપંવામાં આવે છે કે જે ત્યાંના બધા વિદ્યાર્થીઓ સાથે મળી ગાય છે;—

શાલાનો કાર્ય્ય-ક્રમ.

અતિ પ્રાણપ્રિય અમ માત,
હે, શાન્તિનિકેતન !

ઝૂલતાં સઉ અમ ઉર–સ્વપ્ન
તુજ સુમધુર ક્રરે,
તવ વદન મનોહર ને
રસિક ચિર અમકાજે.

તુજ શીત છાય શાન્તિમાં,
અમ* નીલ ક્ષેત્રમાં વસતા,

* અમ–અમે.

## શાન્તિનિકેતન

તુજ મધુ પ્રાતઃ ને સન્ધ્યા
નભ–શુભ આશીશ લાવે.
અતિ પ્રાણપ્રિય અમ માત,
હે, **શાન્તિનિકેતન** !

શાન્તિ તવ છાયા–પથની
થતી ભર્યું વિપિન ગુંજનથી,
હરિમાલતી કુંજ ધ્રૂજન્તી.
પુલકિત વધુ વનપત્રે.
અતિ પ્રાણપ્રિય અમ માત,
હે, **શાન્તિનિકેતન** !

તું અન્તર બ્હાર વસી રહી છે,
કદિ દૂર અમે ફરતા તહિંયે,
અમ પ્રેમ–તન્ત્રી વાગે ધીમે
ઉંડા તવ દિવ્ય રવે.
ગુંથતી તું અમ ઉર–ગીત
સંગીતમાં લીન કરીને.
અતિ પ્રાણપ્રિય અમ માત,
હે **શાન્તિનિકેતન** !

શાન્તિનિકેતનના વિદ્યાર્થીઓને આ ગીત અતિપ્રિય છે એમ જણાવવામાં આવે છે. હવે ત્હેના કાર્યક્રમ તરફ ધ્યાન આપીએ.

મળસ્કે સાડાચાર વાગે કેટલાક વિદ્યાર્થીઓ ઉઠે છે, અને ત્હેની મણ્ડલી એકઠી થઇ આશ્રમની ફરતે નીચે પ્રમાણે ગીત ગાતાં ફરે છે, અને જેઓ હજી સુતેલા હોય તેઓને જાગૃત કરે છે.

આ...... આ...... આ......
હૃદયે તુજ ગ્લાનિ છે,
હજી આંખ ઘેન ઘેરી રહે;
કંટક–વને રાજ્ય કરે
કુસુમ રુપ કર ધારી રે!
નહિ શું ખબર ત્હને ત્હેની?
ઓરે અલસ! નહિ શું ખબર ત્હને ત્હેની?
જાગ તું આ વાર જાગ,
નિદ્રા ઝટ દેની ત્યાગ!

વિદ્યાર્થીઓ ઉઠયા પછી પોતપોતાના ઓરડાઓ વાડી–ઝાડી સાફ કરે છે; અને આ રીતે જીવનના ઉપયોગી કામોને તુચ્છ ગણવામાં આવતાં નથી. સેવામાં સમાયેલા ઉચ્ચ ભાવોની, જીવનની આ શરૂઆતમાં જ છાપ પાડવામાં આવે છે. ત્યાર પછી શારીરિક આરોગ્યતાને માટે થોડો વખત કસરત કરાવવામાં આવે છે. વ્યાયામમાટેની ખાસ સગવડ

ખુલ્લી જગ્યામાં રાખી હોય છે. આ પછી સ્નાનવિધિ થાય છે; અને વિદ્યાર્થીઓ સ્વસ્થ થયા પછી ઓછામાં ઓછો પા કલાક પણ સન્ધ્યા કરવાનો ક્રમ છે. આ વખતે નીચે પ્રમાણે મન્ત્રો બોલી ઇશ્વર સ્તવન ગાવામાં આવે છે.—

વસન્તતિલકા—

તું છે પિતા અમતણો પ્રભુ ! ઇચ્છતા એ-
કે જ્ઞાન થાય અમને 'અમ* તું પિતા છે.'
ના, ના ! પ્રહાર અમઉપર તું કરીશ;
સ્હેજે ત્હેને નમન અન્તરની જ ઇચ્છા. ૧

હે, સ્વામિ ! હે, જનક ! પાપ સઉ હરી લે,
ને આપ જે સહૃબધું જગમાં વસે તે. ૨

હરિણી—

નમન કરીએ ત્હેને જેમાં સઉ સુખ છે ભર્યું.
નમન કરીએ ત્હેને જેમાં બધું સહ્ છે રહ્યું.
નમન કરીએ ત્હેને જ્યાંથી સઉ સુખ આવતું.
નમન કરીએ ત્હેને જ્યાંથી બધું સહ્ આવતું.
નમન કરીએ ત્હેને હા ! જે સદા સહ્પૂર્ણ છે.
નમન કરીએ ત્હેને જે છે સઉ સહ્ ઉપરે. ૩

* અમ—અમારો.

શાન્તિઃ ! શાન્તિઃ ! શાન્તિઃ ! હરિ ૐ !

આ પછી થોડો સાદો નાસ્તો કરીને વિદ્યાર્થીઓ પોતપોતાના વર્ગ પ્રમાણે શિક્ષણ માટે જાય છે. સ્હવારના સાતથી દશ વાગ્યા સૂધી શિક્ષણક્રમ ચાલુ હોય છે. સ્હવારનો આ શાન્ત સમય બાલકો અને શિક્ષણને માટે ઘણો જ અનુકૂલ છે. દરેક વર્ગ વધારેમાં વધારે પંદરથી વિશ છોકરાઓનો હોય છે. તેઓને કોઇ ખાસ નિશાળના ઓરડાઓમાં બેસાડવામાં આવતા નથી, અગર તો બેસવાને માટે હાલની સુધરેલી શાલાપદ્ધતિ પ્રમાણે પાટલીઓ ન હોતાં, સાદી વાંસની સાદડીઓ ઉપર, ખુલ્લી હવામાં ઝાડોનાં છાંયડા નીચે બેસવામાં આવે છે.

શિક્ષકોમાં ત્યાં ઉપરીપણાનો ભાવ રહેતો નથી, પણ સમાનતાનો ભાવ હોય છે. પ્રેમ એ તેઓનો મહામન્ત્ર છે. અને વિદ્યાર્થીઓને શિક્ષણ કેમ વિશેષ રુચીકર થઇ પડે તે જ ધ્યાનમાં રાખવામાં આવે છે. પંદર અગર વિશ છોકરાઓથી બનેલા વર્ગની વચ્ચે શિક્ષક ઉભો રહે છે; અને વિવિધ શિક્ષણનો આવો આનન્દીક્રમ દશ વાગે પૂર્ણ થતાં વિદ્યાર્થીઓ પોતપોતાના ઓરડામાં જાય છે. બપોરના બાર વાગે ભોજનનો સમય થાય એટલે ઘણે ભાગે અન્ન, ફલ અને શાકભાજીનો ઘણો જ સાત્વિક પણ પ્રૌષ્ટિક ખોરાક આપવામાં આવે છે. ત્યાંની ભોજનવ્યવસ્થા માટે ૧૯૧૫ના 'જૈન ગેઝેટ'માં જણાવ્યું છે કે;—

" રસોઇઆ બધા જ બ્રાહ્મણો છે. ખોરાક ચોખ્ખો અન્નફલા-
" દિયુક્ત, કિંવા યથાર્થ રીતે કહીએ તો, દુગ્ધવાહક ફલફલાદિયુક્ત

" છે; અને ભોજન જૂદી જૂદી પંક્તિમાં પીરસવામાં આવે છે."

બપોરના બારથી બે સુધીનો સમય વિશ્રાન્તિનો છે. આધુનિક શાળાઓમાં જેમ તાપના આ સમયમાં પણ શાળાઓનો ક્રમ ચાલુ હોય છે તેમ ત્યાં નથી.

બપોરનો તાપ સહજ ધીમો પડતાં, વર્ગો ફરીથી ઝાડ નીચે ગોઠવાય છે; અને સ્હવારની માફક જ પાંચ વાગ્યા સુધી શિક્ષણક્રમ ચાલુ રહે છે. આ પછી હલકો નાસ્તો આપવામાં આવે છે, અને વિદ્યાર્થીઓ રમત માટે બ્હાર મેદાનમાં જાય છે. 'ક્રિકેટ', 'ફુટબોલ' તેમજ કેટલીક બીજી દેશીવિદેશી રમતો રમવામાં આવે છે. રમતના વખત પછી સાધારણ વિદ્યાર્થીઓને નીતિ અને ધર્મની સાદી પણ રમુજી વાતો કહી સંભળાવવામાં આવે છે. આથી બોધ અને આનન્દ ઉભય મળે છે. કોઇ કોઈ વખત સંગીતનું શિક્ષણ અને પાઠ ભજવવાની રીતિ શીખવવામાં આવે છે, કેમકે કવિ ટાગોરને પોતાને એ વિષયો અતિ પ્રિય છે, એટલુંજ નહિ પણ કવિ જાતે શાન્તિનિકેતનમાં સારા સારા છોકરાઓની મણ્ડલી સાથે નાટક ભજવે છે.

મ્હોટા છોકરાઓ રમત પછી પાસેના ગામડાઓમાં શિક્ષણ આપવા અને શિક્ષણ—ગ્રામ્ય અનુભવ લેવા જાય છે. દશ બાર છોકરાની ટોળી 'ક્રીકેટ'નો સામાન લઇ ગામના મેદાનમાં રમે છે. ગામના લોકો તે જોવા આવે છે, અને તેઓ બધા એકત્ર થઇ રહે કે, રમત બન્ધ પાડવામાં આવે છે, અને સામાજિક વિવેચન ચાલે છે. સારૂં બોલ-

નાર એક વિદ્યાર્થી તે વિષયે ટુંકું ભાષણ આપે છે, અને વિદ્યાનો પ્રચાર જેમ બને તેમ વિશેષ કરવા તેઓને સ્હમજાવે છે. તેઓ સાંજના પાછા આવે છે અને લોકોની સાદી રીતભાતથી પોતાને મળેલા અનુભવ ઉપર વિવાદ ચલાવે છે. આ રીતે દેશને ઉપયોગી થઇ પડવાના પોતાના સુવિચારને ધીમે ધીમે વર્તનમાં ઉતારતાં શીખે છે.

આ પછી સાયંસન્ધ્યાનો સમય થાય છે અને સર્વે મળી ઇશ્વરસ્તુતિ ગાય છે;—

શિખરિણી—

> પ્રભુ જે વ્યાપે છે અનલમહિં ને પાણીમહિંયે,
> અને જે ઉંડા હા ! અખિલ જગના અન્તર વસે,
> વળી જો ! રૂહે છે જે લલિતતરુને વૃક્ષમહિંયે,
> પ્રભુ એવાને હું નમન કરૂં સ્નેહે ફરી ફરી.*

રાત્રિના સાડા આઠ વાગે પાછો ભોજનનો સમય હોય છે. આ પ્રમાણે પોતાનો નિત્ય કાર્યક્રમ પૂર્ણ કરી બરોબર સાડા નવ વાગે તેઓના શયનનો સમય થાય છે. આ વખતે પણ પ્રાતઃકાલની માફક

---

> * The God who is in fire, who is in water,
> Who interpenenentrates the whole world,
> Who is in herls, who is in trees, to that god
> I bow down again and again.

કેટલાક છોકરાઓની મણ્ડલી ગીત ગાતાં ગાતાં આશ્રમની ફરતે ફરે છે, અને આ રીતે સન્ધ્યાસંગીતથી સંગીતમાં દિવસ વિરામે છે.

" સન્ધ્યા થતાં શતદલ બીડે
 જ્યમ પાંખડી કોમલ અતિ,
ધીમે ધીમે ત્યમ ઢાંકી લે
 પ્રભુ ! પૃથ્વીને મધુ શાન્તિથી !
જો, વાયુ પણ થઇ શ્રમિત
 કરતો વહન બન્ધ અતિ ધીમે,
નિબિડ ઘન તિમિરતલમાં
 અક્ષિને ત્યમ ઢાંકી લે ! "

**આશ્રમને લગતી કેટલીક અગત્યની બીનાઓ**

વિદ્યાર્થીઓને શિક્ષણ બંગાલી ભાષાની સહાય્યથી આપવામાં આવે છે, અને સ્વભાષાની મદદથી જ સર્વે વિષયો ખીલવ્યા છે; તેમ છતાં 'અંગ્રેજી'નું પણ જ્ઞાન અપાય છે. સંસ્કૃતના પુનઃ હોદ્ધાર અર્થે જોઇએ તેવી મહેનત લેવાય છે. ગણીત, ઇતિહાસ, ભૂગોળ, પદાર્થવિજ્ઞાનાદિ કેટલાક વિષયો જરૂર જેટલા શીખવવામાં આવે છે. વિદ્યાલયની ઉપાધિઓ

માટે તૈયાર થનાર છાત્રોને તે પ્રકારનું શિક્ષણ આપવા પ્રયત્ન થાય છે, પણ શિક્ષકોને તેવા અન-આરોગ્ય શિક્ષણ પ્રતિ ઘણો જ કંટાળો હોય છે. ઉદ્યોગ-કલામાં પણ જીવનને યોગ્ય શિક્ષણ આપવાનો ત્યાંનો પ્રયત્ન સ્તુત્ય છે. ટુંકામાં દેશકાલને અનુસરી જીવનને ઉપયોગી સર્વ પ્રકારનું જ્ઞાન ત્યાં યથાર્થ રીતે અપાય છે.

ધર્મની બાબતમાં કોઇ પણ એક બાજુ તરફ છોકરાઓનું વલણુ ખેંચવામાં આવતું નથી; પણ સર્વ ધર્મના સિદ્ધાંતો સંપૂર્ણ સ્હમજાવવામાં આવ્યું છે. જો કે કવિ ટાગોર પોતાના પિતાની માફક બ્રહ્મસમાજના કંઇક અંશી છે, તોપણ આશ્રમમાં તે વિચારોને પોષણ આપવામાં આવતું નથી.

શિક્ષકો લાગણીવાળા, સાદા, દેશહિતચિંતક અને વિદ્યાવિલાસી હોય છે. વિદ્યાર્થીઓ પ્રત્યે ત્હેમને પ્રેમ અને સમાનભાવ હોય છે. શિક્ષાપદ્ધતિનો અતિ નિષેધ છે. આથી વ્યવસ્થામાં વાંધો આવતો નથી. પણ જો કોઇ વખત કોઇ વિદ્યાર્થી માટે સખત ફરીયાદ હોય તો છોકરાઓ મુખી ચુંટે છે, અને તે યોગ્ય સજા કરે છે. શિક્ષકો અને વિદ્યાર્થીઓ સર્વાંશે સંતોષી અને આનન્દી હોય છે.

આશ્રમમાં સરકારની મદદ કવિને અનિચ્છિત લાગવાથી સ્વીકારવામાં આવી નથી, કેમકે તેમ કરવા જતાં ત્હેના ( સરકારના )

કેટલાક છોકરાઓની મણ્ડલી ગીત ગાતાં ગાતાં આશ્રમની ફરતે ફરે છે, અને આ રીતે સન્ધ્યાસંગીતથી સંગીતમાં દિવસ વિરામે છે.

" સન્ધ્યા થતાં શતદલ બીડે
જયમ પાંખડી કોમલ અતિ,

ધીમે ધીમે ત્યમ ઢાંકી લે
પ્રભુ ! પૃથ્વીને મધુ શાન્તિથી !

જો, વાયુ પણ થઇ શ્રમિત
કરતો વહન બન્ધ અતિ ધીમે,

નિબિડ ધન તિમિરતલમાં
અક્ષિને ત્યમ ઢાંકી લે ! "

**આશ્રમને લગતી કેટલીક અગત્યની બીનાઓ.**

વિદ્યાર્થીઓને શિક્ષણ બઙ્ગાલા ભાષાની સહાય્યથી આપવામાં આવે છે, અને સ્વભાષાની મદદથી જ સર્વ્વ વિષયો ખીલવ્યા છે; તેમ છતાં 'અંગ્રેજી'નું પણ જ્ઞાન અપાય છે. સંસ્કૃતના પુનઃ ર્હોદ્ધાર અર્થે જોઇએ તેવી મહેનત લેવાય છે. ગણીત, ઇતિહાસ, ભૂગોળ, પદાર્થવિજ્ઞાનાદિ કેટલાક વિષયો જરૂર જેટલા શીખવવામાં આવે છે. વિદ્યાલયની ઉપાધિઓ

માટે તૈયાર થનાર છાત્રોને તે પ્રકારનું શિક્ષણ આપવા પ્રયત્ન થાય છે, પણ શિક્ષકોને તેવા અન-આરોગ્ય શિક્ષણ પ્રતિ ઘણો જ કંટાળો હોય છે. ઉદ્યોગ-કલામાં પણ જીવનને યોગ્ય શિક્ષણ આપવાનો ત્યાંનો પ્રયત્ન સ્તુત્ય છે. ટુંકામાં દેશકાલને અનુસરી જીવનને ઉપયોગી સર્વ પ્રકારનું જ્ઞાન ત્યાં યથાર્થ રીતે અપાય છે.

ધર્મની બાબતમાં કોઇ પણ એક બાજુ તરફ છોકરાઓનું વલણ ખેંચવામાં આવતું નથી; પણ સર્વ ધર્મના સિદ્ધાંતો સંપૂર્ણ સ્હમજાવવામાં આવ્યું છે. જો કે કવિ ટાગોર પોતાના પિતાની માફક બ્રહ્મસમાજના કંઇક અંશી છે, તોપણ આશ્રમમાં તે વિચારોને પોષણ આપવામાં આવતું નથી.

શિક્ષકો લાગણીવાળા, સાદા, દેશહિતચિંતક અને વિદ્યાવિલાસી હોય છે. વિદ્યાર્થીઓ પ્રત્યે ત્હેમને પ્રેમ અને સમાનભાવ હોય છે. શિક્ષાપદ્ધતિનો અતિ નિષેધ છે. આથી વ્યવસ્થામાં વાંધો આવતો નથી. પણ જો કોઇ વખત કોઇ વિદ્યાર્થી માટે સખત ફરીયાદ હોય તો છોકરાઓ મુખી ચુંટે છે, અને તે યોગ્ય સજા કરે છે. શિક્ષકો અને વિદ્યાર્થીઓ સર્વાંશે સંતોષી અને આનન્દી હોય છે.

આશ્રમમાં સરકારની મદદ કવિને અનિચ્છિત લાગવાથી સ્વીકારવામાં આવી નથી, કેમકે તેમ કરવા જતાં ત્હેના ( સરકારના )

કાયદાઓને માન આપવું એટલે આદર્શશિક્ષણને અન્યાય કરવો એમ જ થયું. આ માટે પ્રશ્ન કરનારને કવિએ પોતે વિનોદમાં કહ્યું છે કે;—

" તેઓ ( સરકાર ) મ્હારા વિદ્યાર્થીઓને પાટલી'પર બેસાડવા " ફરમાવે છે જ્યારે હું, તેઓને સાદડી ઉપર ઝાડ નીચે બેસાડવા, " ઉત્તમ ધારૂં છું."

આશ્રમને ચલાવવા માટે ફંડમાં કવિએ કેવલ પોતાનું આઠ હજાર 'પૌન્ડ'નું 'નોબલ પ્રાઇઝ'જ મૂક્યું નથી પણ પોતાના ઉત્તમ ગ્રન્થોની સારી સારી આવક પણ ત્હેમાં રોકી છે.

આશ્રમના વિદ્યાર્થીને પોતાને ઇચ્છિત માર્ગ પસંદ કરવા દેવામાં આવે છે, અને ત્હેનું જ શિક્ષણ અપાય છે. વિદ્યાર્થી ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂકી ત્હેને ત્હેની મરજી પ્રમાણે ખીલવવામાં શિક્ષણ ઘણું જ સરલ બની જાય છે.

આશ્રમનું મકાન મ્હોટા મેદાનમાં આવેલું છે. ત્યાં હંમેશાં શાન્તિ હોવાથી કવિ ટાગોર ઘણે ભાગે ત્યાં જ રહે છે. કવિએ જ્યાં ઉન્નત વિચારો કર્યા, અને કવિત્વશક્તિને જ્યાં અપૂર્વ પોષણ મળ્યું, એટલું જ નહિ પણ સૃષ્ટિસૌન્દર્યમાં જ્યાં ઇશ્વરત્વનું ભાન કરાવવામાં આવે છે, એવા આ શાન્તિનિકેતનના ગૌરવ માટે વધુ વિવેચન શું હોઇ શકે ? *

---

* શાન્તિનિકેતન આશ્રમને લગતી ઘણીખરી માહીતિ માટે કે. એસ. રામસ્વામિ શાસ્ત્રીના 'Sir Rabindranath Tagore' ગ્રન્થની સહાય્ય લીધી છે.

પૂર્વે જણાવ્યું તે પ્રમાણે કવિએ પોતે જ કહ્યું છે કે;—

" હું ઘણો જ સુન્દર હતો. મ્હારા બાલપણનું આ એક ખાસ " લક્ષણ હતું. ખરેખર ! હું ઘણો-ઘણો જ સુન્દર હતો. "

શારીરિક સુન્દરતા

ન્હાનપણની કવિની શારીરિક સુન્દરતા હજી સૂધી પણ તેટલું જ આકર્ષણ ધરાવે છે. કોઇ એક જગ્યાએ કવિની આધુનિક સુન્દરતા વર્ણવતાં લખ્યું છે તે પ્રમાણે;—

" જો કે ઉમ્મર પુરાવાને લીધે યુવાવ- " સ્થાની ત્હેમની ખુબસુરતી તેવી તો રહી નથી જ તો પણ એક " ચિત્રકારની પીંછીને તે યોગ્ય અને રમ્ય ( મુખારવિન્દ ) કલ્પના થઇ પડે એમાં તો શક નથી. "

ત્હેમનાં ચિત્રના નિરિક્ષણથી આ સુન્દરતાનો ખ્યાલ આપણને સહજ જ આવે છે. ત્હેમના વદનની કોમલતા, શાન્તિ, નિર્દોષપણું, ગૌરવ અને સુન્દરતા ત્હેમને એક વખત જોયા પછી ભૂલાતી નથી. આ સુન્દરતાથી મનુષ્ય તરિકેનું ત્હેમનું આકર્ષણ અધિક છે.

કોઇ એક સ્તુતિપાઠકે* કવિ માટે લખતાં જણાવ્યું છે કે;—

" ઝાંખા ધોળા પડતા, ઢીલા, લાંબા 'કોટ્' થી ભુષિત " તે ઉંચી, ભવ્ય આકૃતિની માનસિક છાયા કોઇ પણ ક્ષણે ખડી " કરવી સ્મૃતિને સહજ છે. ત્હેમના ધોળા કોમલ§ હાથ, લાંબી

---

* Admirer. § મૂલમાં Sensitive છે એટલે ભાવ જોઇએ તેવા 'કોમલ'શબ્દથી પોષાયો નથી. કોઇ સૂચક શબ્દની યોજના ઉપયોગી થશે.

" ચમકતી આંખ, દિવ્ય મનોહર વદન અને કાળા-કંઇક ઝાંખા ધોળા
" વાંળ અને દાઢી—આ સર્વે ચિત્ર આપોઆપ ખડું થાય છે. "

ત્હેમનું વિશાલ લલાટ એક મહાન્ વિચારકની બુદ્ધિ સૂચવે છે; અને ત્હેમની શાન્તિ, ગાંભીર્ય અને નિર્દોષ પ્રેમ એક તત્વવેત્તા અને કવિને યોગ્ય જ છે.

તરંગી લક્ષણ

કવિઓ બાલપણથી તરંગી હોય છે તેમ કવિ ટાગોર પણ ન્હાનપણથી જરા ફાંટાવાળા હતા. ત્હેમનાં જૂદી જૂદી વખતે લેવામાં આવેલાં ચિત્રો જોતાં માલમ પડે છે કે, ત્હેમની કલ્પનાઓ અને લક્ષણ કેવલ તરંગી જ નહિ પણ નવીનતાયુક્ત હતાં. કોઇ વખત સુનાની ટોપી, તો કોઇ વખત કંઇક બીજું જ એમ પૂહેરવેશમાં અને દરેક બાબતમાં જ ત્હેમનામાં ન્હાનપણથી વિચિત્રતા માલમ પડતી. મૂલથી સ્વછન્દી અને કુદરતપ્રતિ આસક્ત એટલે વ્યવહારપક્ષે વિલક્ષણ જણાય એવાં કૃત્યો કરે એમાં શી નવાઇ ?

પોતાની યુવાવસ્થામાં કવિ બઙ્ગાલામાં 'ફેશન'ના અગ્રેસર તરિકે ગણાતા. શિક્ષિત બંગાલીઓમાં લાંબા ઝૂલતાં વાળ અને મ્હોટી સુછાળી દાઢી રાખવાની નવીનપ્રથા* કવિએ દાખલ કરી. યોગ્ય જણાય તો કવિ પોતાના નવીન તરંગને વર્તનમાં ઉતારવા ચુકતા નહિ, અને કેટલાક શિક્ષિત બંગાલીઓમાં પણ ત્હેનું તાત્કાલિક અનુ-

* Fashion.

કરણ થયા વગર રહેતું નહિ. ૧૯૧૩માં 'ઇંગલીશમૅન'નો ખબરપત્રી લખે છે કે;—

"એક દિવસ મી. ટાગોર, સન્ધ્યા સમયે, તદ્દન ધોળાં વસ્ત્રોમાં "સજ્જ થઇ, અર્થાત્ પોતાનો 'કોટ્' ધોતી, ચાદર, મોજાં અને "'બુટ' સર્વે ધોળાં પ્હેરી, હાથમાં પોતાનું લખાણ—જે પણ ધોળું "જે હતું તે—ને ધોળા રુમાલથી વીંટી, કોઇ સભામાં વ્યાખ્યાન "કરવાને ગયા. ત્હેને બીજે જ દિવસે ધોળાં વસ્ત્રો પ્હેરવાં એ શિક્ષિત "બઙ્ગાલીઓમાં એક જાતની ઘેલચ્છા થઇ પડી."

માનસિક ગુણો

કવિના કેટલાક સ્તુત્ય માનસિક ગુણો ત્હેમના ગૌરવમાં અતિશય વધારો કરે છે. ત્હેમનો મધુર, નિઃસ્વાર્થી અને આનન્દી સ્વભાવ ત્હેમનાં વ્યક્તિત્વનાં સ્વાભાવિક લક્ષણોમાં એક છે. વિનય એ ત્હેમનો ઉંચામાં ઉંચો સદ્દગુણ છે. પ્રાશ્ચાત્ય દેશોમાં કવિની કીર્તિ અણધારેલી રીતે વધી, અને સાહિત્યમાં કવિને આટલું બધું માન હોવા છતાં તેથી પોતામાં તોછડાઈ અગર અભિમાનનો અંશ કિંચિન્માત્ર પણ આવ્યો નથી. મી. જસ્ટીશ ચોધરી, ડૉ. જે. સી. બોઝ આદિ બંગાલાના કેટલાક આગેવાન માણસો તરફથી આપવામાં આવેલા આવકાર બદલ કવિએ ત્હેમની સ્વાગતા અતિ વિવેકપૂર્ણ રીતે કરી હતી એમ જણાવવામાં આવે છે.

સાહિત્યમાં પોતાની આકસ્મિક ઉન્નતિથી વધી પડેલા પત્રવ્યવહારના બોજામાં પણ પ્રતિ—ઉત્તરમાં પ્રમાદ કવિએ કદિ કર્યો નથી.

એટલું જ નહિ પણ સર્વ પત્રોના જવાબ કવિ જાતે જ લખે છે. કદાચિત્ પોતાની માંદગીમાં જો પ્રતિઉત્તર જાતે લખી શકાય એમ ન હોય તો બીજા પાસે લખાવી કવિ ઉપર સહી કરે છે. આથી કોઇ પણ પત્ર કવિની કાળજી વગર નકામો જવાનો સંભવ ઘણો જ થોડો છે. હજી સુધી પણ પોતાના કામના બોજામાં કવિએ આ જ પદ્ધતિ ચાલુ રાખી છે.

ત્હેમની પવિત્રતા, ધાર્મિક ભાવના અને કવિત્વશક્તિથી પરિપૂર્ણ ખીલેલું આધ્યાત્મિક જીવન ઉચ્ચ આદર્શને અનુકરણીય છે. પ્રેમને લીધે કવિમાં નમ્રતા અધિક છે, અને નમ્રતાથી મૂલ ગૌરવમાં સવિશેષ વૃદ્ધિ થઇ છે. કવિ કોઇને પણ કદિ સખત શબ્દો કહેતા નથી. શાન્તિનિકેતનના પોતાના હાથનીચેના વિદ્યાર્થીઓ સાથે પણ ત્હેમનું વર્તન દબદબા ભર્યું નહિ પણ પ્રેમ ભર્યું છે. આથી વિશેષ તેઓ ઉપકારશીલ વૃત્તિના છે; અને તેથી જ દયાનો ભાગ ત્હેમનામાં અધિક છે. પોતાની શીઆલદાની મીલકતના સાંધીઆ જ્યારે મહેસુલ ભરી શકવાની સ્થિતિમાં ન હોય ત્યારે, કવિ કોઇ પણ પ્રકારની આનાકાની વગર ખુશીથી તેઓને માફી આપે છે.

કવિની સાંસારિક ઉપાધિઓ–પુત્ર, પત્નિ આદિનું મરણ, કુટુંમ્બ–સમ્બન્ધી કલહથી ત્હેમના આનન્દી સ્વભાવમાં કોઇ પણ પ્રકારનું પરિવર્તન થયું નહિ; પણ ઉલટું તેથી ત્હેમનું હૃદય, જનસમૂહપ્રતિ પ્રેમ અને લાગણીથીભરાવા લાગ્યું. કવિની શારીરિક સહનશીલતા માટે જણાવવામાં આવે છે કે;—

"જ્યારે પણ તે માંદા પડે ત્યારે તે પોતાની વ્યથા ઘણી જ

" શાન્તિથી સહન કરે છે."

કવિનો નિવૃત્તિસમયનો વિનોદ, શારીરિક અને માનસિક ઉભય ઉન્નતિને ઇષ્ટ છે. શરીરની આરોગ્યતા માટે કવિ કોઇ કોઇ વખત વ્યાયામ લે છે; અને ત્હેમાંયે તરવાનો ત્હેમને ઘણો શોખ છે. આથી આનન્દની સાથે શરીરના સર્વ્વ અવયવોને વ્યાયામ મળે છે. સૃષ્ટિના સૌન્દર્ય્યનો અનુભવ લેવા કવિ બ્હાર સરિતા ઘાટે નિકળે ત્યારે કેવલ વિહારણાર્થે જ નહિ પણ વિનોદને માટેયે કવિ હલેસાં મારવામાં આનન્દ લે છે. સન્ધ્યા સમયે મન્દ મન્દ સમીરની લહરી સાથે, સરિતાના પ્રવાહમાં, નગ્ન સૃષ્ટિ સૌન્દર્ય્યને, નાવમાં વિનોદ માટે હંકારતાં, કવિત્વદૃષ્ટિથી નિહાળવું—અહાહા ! કેવું આનન્દદાયી ?!

પોતાના કાવ્યોમાં કવિએ જણાવ્યું છે તેમ—

અહિં હું આજે આવી ઉભો<br>
ગાવાને ત્હારૂં ગાન;<br>
આપ્યું મ્હને ત્હારી જગત—સભામાં<br>
એક ખૂણામાં સ્થાન.

હું અહિં ત્હારાં ભુવનમાઝે,<br>
યોગ્ય નથી નાથ ! કોઇ કાજે,<br>
એક કેવલ સુરે વાગે<br>
અકાજનો ઇહ પ્રાણ !

( ગીતાન્જલિ )

દિન-શેષ સુધી ગીતો ગાવાં એ હેમનો વિનોદ, નહિ, નહિ !

**સંગીત-પ્રેમ**

વિશેષે કર્તવ્ય હેમનાં જીવનમાં સંપૂર્ણપણે ચરિતાર્થ થયું જણાય છે. જો કે કવિને સંગીત-શાસ્ત્રનો (જોઇએ તેવો) સારો અભ્યાસ નથી તો પણ ગાવાની હેમની ઉત્કંઠા, શૈલી, અને સ્વપ્રવાહ એટલો તો પ્રબલ છે કે સાંભળનારને તે સ્વાભાવિક જ મુગ્ધ બનાવે છે. આ સિવાય એવું પણ કહેવામાં આવે છે કે, કવિના સંગીતની સંપૂર્ણતા, ગાયનકલાના સુશિક્ષિત અભ્યાસીઓને પણ કબૂલ કરવી પડે છે.

ગાવાનો હેમને એટલો બધો શોખ છે કે, "પ્રાતઃકાલથી તે "સન્ધ્યાસમય સુધી, માત્ર મધ્યાહ્ન ભોજન માટે અપવાદરૂપ એકાદ "કલાકના વિક્ષેપ વિના, વારંવાર તે ગીતો ગાતા સંભળાય છે." આ સિવાય **શાન્તિનિકેતનના** વિદ્યાર્થીઓ સાથે પણ, પોતે જ તૈયાર કરેલાં નાટકોમાં, ઘણી ખરી વખત જાતે પાઠ લઇ વિદ્યાર્થીઓને ઉત્સાહિત બનાવે છે. કવિનાં લખાણમાં જેટલી સરલતા છે તેટલી જ હેમનાં વ્યાખ્યાનમાં પણ છે. એટલે કેવલ સંગીતના માધુર્યથી જ નહિ પણ હેમની અસરકારક વ્યાખ્યાન પદ્ધતિથી, જનસમાજના એક પ્રિય અને સ્તુત્ય વ્યાખ્યાનકાર તરિકે હેમને ઓછું માન નથી.

કાવ્યઅંગે કવિનું લખાણ છન્દ અને વૃત્તોનાં કરતાં રાગ-રાગિણીમાં જ વિશેષ છે; અને ભાવો વાચ્ય કરતાં ધ્વનિત વિશેષ ગ્રાહ્ય છેઃ એટલે આવાં ગીતો કવિ સંપૂર્ણભાવ પૂર્વક, પોતાના મધુર

કણ્ઠથી જાતે જ, ગાય ત્યારે શ્રોતાવર્ગને તે શ્રવણમાં લુબ્ધ કરે એમાં શી નવાઇ ?!

'નેશન' ના એક ખબરપત્રીએ* જૂન ઇ. સ. ૧૯૧૩ માં લખ્યું હતું કે;—

" થોડા દિવસપૂર્વે, બઙ્ગાલાના વિખ્યાત કવિ અને શિક્ષક
" શ્રીયુત્ ટાગોરને, એક ન્હાની મણ્ડલીની આગળ, પોતાનો નાટક
" વાંચતાં સાંભળવાનો મ્હને અપૂર્વ આનન્દ (જો 'આનન્દ' એ
" યોગ્ય શબ્દ હોય તો) મળ્યો હતો. કવિની મુખમુદ્રાનું ગાંભિર્ય,
" સૌન્દર્ય, અને નમ્રતા તેમ જ પ્રેક્ષકવર્ગનું ત્હેમનું સંપૂર્ણ વિસ્મરણ,
" કિંબહુના ત્હેમણે જે વાંચ્યું ત્હેનો વિશેષ ધર્મ—એ સર્વમાં મ્હને
" સૌથી વિશેષ શાથી અસર થઇ તે હું ભાગ્યે જ સમજી શક્યો હોઇશ.

" એ વખતે મ્હને માલમ પડ્યું કે, તે કાવ્ય ઉચ્ચત્તમ પંક્તિનું
" હતું; અને જનસમૂહની લાગણી તેમ જ કલ્પના જાગૃત કરવાની
" ત્હેમાં અદ્વિતીય શક્તિ કિંવા માધુર્ય હતું. અરે! એટલું જ નહિ
" પણ તે વખતે કોઇનેયે લાગણી થયા વગર રહે નહિ કે, હજારો
" વર્ષની શાન્તિ પછી, રુપકથી પૂર્ણ અને આધ્યાત્મિક સંગીતનો§
" પાશ્ચાત્ય જડ અને ગમાર શ્રવણને પુનઃ રસાસ્હ્વાદ આપતો, પુર્વનો
" મધુર સ્વર અહિં જ હતો."

---

* Correspondent.

§ 'ગીતાંજલિ' માં, તેમજ 'ખેયા,' 'નૈવેદ્ય,' 'પ્રેમ,' 'શિશુ' આદિ બીજા' કાવ્યોમાં, અને 'ડાક–ઘર,' 'પ્રકૃતિર પ્રતિશોધ,' 'રાજાઓ રાની' આદિ રુપકપૂર્ણ નાટકોમાં આવાં ગીતોની-ભાવની ખોટ નથી. નીચેના

## કવિનું વ્યક્તિત્વ

કવિત્વશક્તિનો આવો અદ્વિતીય પ્રવાહ સૃષ્ટિના ગભિર સૌન્દર્યમાંથી વહ્યો છે. કુદરતપ્રતિનો પ્રેમ અપૂર્વક વનને આવશ્યક છે; અને કવિ ટાગોરમાં આ પ્રેમ અવર્ણનીય હતો. એક જગ્યાએ ત્હેમણે કહ્યું છે કેઃ—

"મ્હને યાદ છે કે, પૂર્વેથી જ હું કુદરતમાં અતિશય આસ-
"ક્ત હતો."

---

એક કાવ્યથી સ્થાયી–ભાવનું ગાંભિર્ય ધ્યાનમાં આવશેઃ—

કહે હે, બન્દી! બાંધ્યો ત્હને
અહિં કઠિન કોણે?
મમ પ્રભુએ બાંધ્યો મ્હને
વજ્ર કઠિન બન્ધે.
ધાર્યું મ્હેં 'હું શ્રેષ્ઠ છું–
'ન શક્તિ દ્રવ્યમાં લઘુ;'
સ્વામીનું જે દ્રવ્ય તે
સર્વ ગૃહમાં ભર્યું.
નિંદ આવી ને સુતો
પ્રભુની શય્યામાં હું;
જાગી જોયું બન્દીવાન
મુંજ ભણ્ડારે છું.

(ગીતાંજલિ)

**લેખનપદ્ધતિ**

ક્ષણ ક્ષણ દૃષ્ટિગોચર થતું સૃષ્ટિનું અવનવું પરિવર્તન હૃદયના ભાવોને કોઇક એવી વિચિત્ર રીતે જાગૃત કરે છે કે, કવિના તે વખતના ઉદ્દગારો કેવલ સ્વાનુભવરસિક જ નહિ પણ સર્વાનુભવરસિક હોઇ અન્ય યોગ્ય હૃદયનેયે તેટલા જ ગ્રાહ્ય અને મનોરમ લાગે છે. કુદરતનાં દ્રવ્યોથી સ્ફુરિત ઉદ્દગારો, જેવી કવિની ગ્રહણ કરવાની શક્તિ તે પ્રમાણે, રસિક બને છે. આવા જાગૃત થયેલા ભાવોને સાહિત્યમાં શબ્દશક્તિથી ખીલવવા, એ કલા અને મૂલનું સંલગ્ન જેટલું નિકટ તેટલું ત્હેના રસનું ગાંભિર્ય !

સંગીતકાવ્યોમાં સ્થાયીરસની જમાવટ મૂલમાં તો ખરી જ, પણ વાંચનથીયે વૃદ્ધિ પામે છે. 'ગીતાંજલિ'નાં કાવ્યો રાગધ્વનિ છે એટલું જ નહિ પણ તે સાથે તે સંગીત કાવ્યોયે છે; એટલે રાગ-રાગિણીને અનુસરી જો તે વાંચવામાં આવે તો શબ્દનાં ખોખાંથી દેખાતા ભાવ કરતાં તે વિશેષ હૃદયગ્રાહ્ય થાય એમાં સંશય નથી.*

કવિ ટાગોરની કાવ્ય રચવાની પદ્ધતિ અતિશય કુદરતી છે. અન્તઃક્ષોભ પ્રેરિત કાવ્યો—અને તેથી જ સુમધુર બનતાં કાવ્યોની રચના, કવિનાં વ્યક્તિત્વમાં ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. પોતાના અન્તઃપ્રેરિત ભાવોને કાવ્યમાં મૂકતાં પ્હેલાં કવિ તે ઉપર મનોમય ગુન્જન કરે છે; અને આવાં એક કાવ્યનું ખોખું પોતાની દૃષ્ટિસમક્ષ

* આ માટેનું સંપૂર્ણ વિવેચન પાછળ 'ગીતાંજલિ રહસ્ય'માં કરવામાં આવ્યું છે.

ખડું થયું, એટલે જાગૃત થયેલા ભાવોનો સબલ પ્રવાહ આપોઆપ જ વહન શોધી લે છે.

કાવ્યનું મહત્ત્વ ધ્યાનમાં ન લેતાં, કેવલ શબ્દોની પદબન્ધ રચના, કોઈક વખત પ્રાસાનુપ્રાસ અને વિવિધ અલઙ્કારયુક્ત–પ્રેરણામાં શૂન્ય, એ જ કાવ્ય ગણાવાં લાગ્યાં છે. હાલના કવિઓ, કવિત્વશક્તિને– ત્હેની પ્રેરણાને અધીન નથી, પણ આવી શક્તિને અકુદરતી રીતે, પોતાને કાવ્ય રચવું છે માટે બોલાવવાનો પ્રયત્ન કરે છે. અને પરિણામે કલાથી ખોખું તો બનાવે છે, પણ નિર્જીવ! આનું કારણ એ છે કે, હાલ કવિઓએ પોતાનું જીવન કુદરતમય, કાવ્યના વહનને યોગ્ય, ત્હેની પ્રેરણાને અધીન બનાવ્યું નથી; પણ જીવનની સ્થૂલ પ્રવૃત્તિમાં આ કાર્ય્યનેયે તેવું જ ગણ્યું છે. તેઓ કવિતાદેવીને અર્પણ થયા નથી, પણ પોતાના જગદ્વ્યવહાર સાથે ત્હેનેયે એક અઙ્ગ ગણ્યું છે. અર્થાત્ બીજા ધંધા સાથે કાવ્ય રચવાં એ પણ હાલ એક પ્રકારનો ધંધો ગણાય છે. આવા કવિઓથી થયેલું શબ્દોનું ખોખું કોઈ પણ રીતે કવિતા કહી શકાય એમ નથી.

કવિ ટાગોરે પોતાનું જીવન કવિમય બનાવ્યું હતું. કવિત્વશક્તિનાં પોષણરુપ, કલ્પના અને ભાવને જાગૃત કરનાર, શાન્ત અને સૌન્દર્યપૂર્ણ જગ્યા–શાન્તિનિકેતન, અહિં જ ત્હેમનું રહેવાનું વિશેષ થતું. આવા સંજોગોનું હૃદય ઉદાત્ત કલ્પનાઓથી જગતને રસમાં મુગ્ધ કરે એમાં શી નવાઇ? કાવ્યમાં કવિપણું જ્યાં નાશ પામ્યું છે, એવા એ અપૂર્વ નાદચન્યના ઉદ્‌ગારો...અહાહા! હૃદયને તે

મૂલરુપે કેટલા ગ્રાહ્ય*!

'ઇંગલીશમૅન'નો ખબરપત્રી લખે છે કે;—

"કાવ્યનું પ્રથમ ચરણ ગોઠવવા માટે કવિ અતીવ શ્રમ લે છે;
"અને પછીનું કવન વિના પ્રયત્ન (આપોઆપ જ) વહે જાય છે.
"કાવ્યો રચવાને માટે ત્હેમણે અમુક જ વખત નક્કી કર્યો નથી,
"પણ બીજી કોઇ ઋતુ કરતાં કવિને વર્ષાઋતુમાં પોતાનું કાર્ય્ય
"વિશેષ અનુકૂલ જણાય છે. શ્રીયુત્ ટાગોર અતિશય સુન્દર હસ્તાક્ષર
"લખે છે; અને એક વખત લખેલું પોતાનું લખાણ ભાગ્યે જ સુધારે
"છે. અને તેમ છતાંયે જ્યારે ભુલ સુધારવી અતિ આવશ્યક જણાય
"ત્યારે બહુ જ હલકે હાથે, તે અનુપયોગી શબ્દ અગર વાક્યને, કલમ

* ओगो आवार जवे इच्छा हवे
साङ्ग कोरो खेला
घोर निशीथ रात्रिवेला।
अश्रुधारे झरे जाव
अन्धकारे गो—
प्रभातकाले रवे केवल
निर्म्मलता शुभ्रशीतल,
रेखाविहीन मुक्त आकाश
हासवे चारिधारे,—
मेघेर खेला मिशिये जावे
ज्योतिः सागरपारे॥
(गीतांजलि)

" અગર સીસાપેનથી રદ કરે છે. શ્રીયુત ટાગોર બહુ સમૃદ્ધ* લેખક
" છે, અને જો ત્હેમનાં બધાં ( હાથનાં ) લખાણો એકત્ર કરવામાં
" આવે તો એક સામાન્ય અભરાઈ§ રોકે એમાં સંદેહ નથી."

મૂલ બઙ્ગાલીમાં ત્હેમના લખેલા લગભગ પોણોસો ઉપર પુસ્તકો છે; અને એ સિવાય 'અઙ્ગ્રેજી'માં કંઇક ભાષાન્તર અને અનુકરણરુપ દશ બાર પુસ્તકો હોવા સાથે હજી પણ બીજાં નવાં બ્હાર પડે છે. અને જૂદાં જૂદાં માસિકોમાં આવેલા લેખો, નવલકથાઓ, નાટકો અને કાવ્યો પણ કંઇ થોડાં નથી. આ રીતે લખાણની વિશાલતાથી ભાવમાં જડત્વ કે રસમાં ન્યૂનતા આવી નથી. આ બધું જોતાં કવિની દિવ્યશક્તિનો સહજે ખ્યાલ આવ્યા વગર ર્‌હેશે નહિ.

**એકાન્તપ્રિયતા**

કવિને એકાન્તવાસ અતિશય પ્રિય છે. શ્‌હેરી ધાંધાટ, જીવન-કલહના સમવિષમ સાદો, અને સ્વાર્થીય પ્રવૃત્તિનાં આંદોલનોથી દૂર ર્‌હેવાનું કેવલ એકાગ્રતા–ધ્યાનને આવશ્યક છે એટલું જ નહિ પણ કવિત્વશક્તિનેયે સવિશેષ પોષણરુપ છે. શાન્તિનિકેતનના પોતાના એકાન્ત અને રમણીય આશ્રમમાં તેઓ ઘણે ભાગે રહે છે.

કવિનું વિશુદ્ધ ચારિત્ર, શુદ્ધાત્મ સાથેનો, ત્હેમનો નિત્ય અને

* ઘણાં પુસ્તકો લખનાર; Prolific.

§ મૂલમાં Bookshelf શબ્દ છે, પણ ત્હેનો સંપૂર્ણ ભાવ સાચવવા યોગ્ય સૂચક શબ્દ મળ્યો નથી.

સતત યોગ, ભક્ત હૃદય, પવિત્રતા, અને નિર્દોષ પ્રેમ—એ સર્વે કવિની કલ્પનાની શ્રેષ્ઠતા અને સ્વભાવ-માધુર્ય્ય સાચવવામાં સહાય્યક નિવડ્યાં છે.

શ્રીયુત્ ટાગોર માટેની સંપૂર્ણ માહીતિ મેળવવાના ઉદ્દેશથી મી. ચીટ્સે કવિના કોઇક સ્તુતિપાઠકને પૂછતાં તેણે જણાવ્યું હતું કે;—

" દરરોજ પ્રાતઃકાલમાં ત્રણ વાગે—હું જાણું છું, કેમકે મ્હેં
" તે જોયું છે—તે શાન્ત અને સ્થિર ચિત્તે ધ્યાનમાં બેસે છે; અને
" બે કલાક સુધી ઇશ્વરની અપૂર્વ લીલા ઉપરની પોતાની એકાગ્ર-
" તામાંથી જાગૃત થતા નથી. ત્હેમના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ
" કેટલીક વખત બીજા દિવસ સુધીયે ત્યાં જ બેસી રહે છે; એક
" સમય એવું પણ બન્યું હતું કે, સરિતાઘાટે, કવિ ત્યાંનાં સૃષ્ટિ-
" સૌન્દર્યનું નિરિક્ષણ કરતાં ધ્યાનાવસ્થિત થતાં, માછીઓને પોતાની
" નાવ ચાલુ કરતાં પૂહેલાં આઠ કલાક સુધી થોભી રૂહેવું પડ્યું
" હતું*. "

એકાન્તમાં બાહ્ય વસ્તુનાં આકર્ષણોની અસર ધીમી પડતાં, આત્માને મૂલ સ્વરુપમાં પ્રકાશવાને વખત મળે છે. અને આવી ધ્યાનસ્થ સ્થિતિમાં પડેલું આત્માનું શુદ્ધ હૃદયમાં પ્રતિબિમ્બ; પછી તે કવિરુપે કવિત્વશક્તિમાં આરોપિત થાવો તોયે મૂલ જેટલું જ અલૌકિક રૂહેવાનું.

---

* 'ગીતાંજલિ'ના આંગ્લભાષાન્તર ઉપર મી. ચીટ્સની પ્રસ્તાવના.

કવિને ત્રેવીશ વર્ષની વયે પોતાની શીઆલદાની મીલકતની વ્યવસ્થા સોંપવામાં આવી, ત્યારથી જ ત્હેમને ઘણે ભાગે એકાન્ત રહેવાનું બન્યું. એટલે વિચારોનો પ્રવાહ, પ્રતિબન્ધના અભાવે, અખણ્ડિત રહે એમાં આશ્ચર્ય નથી. તો પણ એટલું તો ખરૂં કે, કવિ ટાગોરના આવા જ બીજા ગુણો ત્હેમની ઇશ્વરદત્ત અપૂર્વ શકિતને પ્રકાશવામાં અતિશય સહાય્યક બન્યા.

**કીર્તિની નિરીચ્છા** કવિના લખાણનો હેતુ ખ્યાતિ પામવાનો નહિ, પણ વાચક-હૃદયમાંયે સમાન ભાવ જાગૃત કરવાનો હતો. એટલે કેવલ પદલાલિત્ય અને કલાથી શબ્દોને અલંકૃત કરી, એક શ્રેષ્ઠ કવિ તરિકે માન મેળવવું એ જ કવિનું અન્તિમ સાધ્ય નથી. જનસમૂહને પોતાના **ભાવો** (અન્તઃક્ષોભપ્રેરિત ઉદ્‌ગારો, કલ્પના, અને ઊર્મિ) સુમધુર શબ્દોમાં આપવા; અને તે સમયે પોતામાં જાગૃત થયેલા મનોમય ભાવો તેવા જ (સમાન) રુપમાં ત્હેમનામાંયે જાગૃત કરવા એ કાવ્યઅર્ક ઇપ્સિત છે.

'નોબલ પ્રાઇઝ' મળ્યા પછી મળેલા માનમાં મેલાવડામાં ત્હેમણે જણાવ્યું હતું કે:—

" કીર્તિને માટે ત્હેમણે કદિ પણ આશા રાખી ન્હોતી, ત્હેમનો
" સંદેશો વિશેષે હૃદયને છે. આગળના સમયમાં જ્યારે કોઇક કવિને
" માન આપવામાં આવતું હતું ત્યારે ત્હેને મદિરાનો પ્યાલો આપ-
" વામાં આવતો અને કવિ તેનું પાન ન કરતાં, ઓષ્ઠ-સ્પર્શ કરી
" ત્હેને રહેવા દેતા. આવીજ રીતે તેઓએ અર્પણ કરેલા કીર્તિનાં પાત્રનું

"પાન કરી કવિ પોતાનાં હૃદયને મલિન ન કરતાં કેવલ ઓઇન્સ્પ-
"રેશથી હેનો સ્વીકાર કરી શકશે."

એક સમર્થ કવિ હોવા સાથે શ્રીયુત્ ટાગોર અધ્યાત્મચિંતક, શિક્ષક, સંસારસુધારક, અને સ્વદેશપ્રેમીના આદર્શ નમૂનારુપ છે. અધ્યાત્મચિન્તન અને કવિત્વ-શક્તિએ હેમની દેશપ્રતિની લાગણી દબાવી દીધી ન હતી, પણ "પ્રભુપ્રેમ અને સ્વદેશપ્રેમની "એકત્ર જ્યોતિએ એક એકને પોષણ આપ્યું;" અને હેનો પ્રકાશ હેમનાં કાર્યમાં અને પુસ્તકોમાં ઝળકતો દૃષ્ટિગોચર થાય છે. પોતાનાં સાધુમય જીવનને હેમણે સાધુપણાથી કેવલ નિરુપયોગી બનાવ્યું નથી, પણ તેવી વૃત્તિઓને વિકાસ આપી, કર્મયોગ સ્વીકાર્યો છે.

**કવિ ટાગોર અને સ્વદેશભક્તિ**

મુક્તિ! મુક્તિ વળી ક્યાં છે મળતી;
મુક્તિ ક્યાં રહી છે?
સૃષ્ટિ સૃજી ત્યાંથી જ પ્રભુએ
લીધા બન્ધ શિરે. ×
રાખ ધ્યાન, ફૂલો નાંખી દે,
વસ્ત્ર ડાઘવાળાં થઇ ફાટે
હોય બ્હીક, શાની તેથીયે,
કર્મ ઐક્યતે દે!

---

× মুক্তি! ওরে মুক্তি কোথায় পাবি,
মুক্তি কোথায় আছে?
আপনি প্রভু সৃষ্টিবাঁধন প'রে
বাঁধা সবার কাছে!

કવિના આવા ઉદ્દેશ માટે લખતાં કોઇકે ઠીક કહ્યું છે કેઃ—

" સાધુ પુરુષ હોવામાં ભય ન રાખનાર ત્યાગીમાં નમૂનારુપ
" કવિ ટાગોર છે કે, જેઓ જગતની અતિ સામાન્ય વસ્તુ
" સાથે ભળવામાં નિડર છે, અને એક કવિરુપે સૃષ્ટિનો ત્હેમનો
" વધુ નિકટ સમ્બન્ધ પ્રતિક્ષણ ત્હેમને સ્વર્ગની વિશેષ પાસે લઇ
" જાય છે. "

કવિ ટાગોરનો સ્વદેશપ્રેમ, શાન્તિનિકેતન આશ્રમ પાછળ લીધેલા શ્રમથી જણાઈ આવે છે. આવા આશ્રમોની મદદથી, આદર્શ મનુષ્યો તૈયાર કરી, દેશની દરેક દિશામાં જાગૃતિ કરવી, એવો એમનો હેતુ ત્હેમનાં અનેક વકયોમાં પ્રકાશે છે. દેશને માટેનું કવિનું માન અને ત્હેમાં થયેલા પોતાના જન્મને માટે કવિનો ગર્વ ત્હેમનાં નીચેનાં કાવ્યમાંથી જણાય આવશેઃ—

હરિગીત—

ધન્ય મમ આ જન્મ, કે
મ્હેં જન્મ આ ભૂમિએ ધર્યો;
ધન્ય મમ આ જીવનને
હે, માત! તુજન ચહીં શક્યો!

હું જાણું ના તુજપાસ છે
કૈં દ્રવ્ય, રત્ન, મણિ ન વા
યદિ જાણું હું તવ છાંયમાં
મમ શીત અઙ્ગો થઇ જતા.

હું જાણું ના કઇ કુમ્જમાં
પુષ્પો ખીલે, જે પ્રાણને
વ્યાકુલ કરતાં ગન્ધથી,—
આ માતૃસમ અન્ય સ્થલે.
ના જાણું હું નભ કો' બીજું
જ્યાં આવી માધુરીથી શશિ
હસતો હશે. આ ચક્ષુ મમ
તુજ જ્યોતિથી વિકસ્યાં, પછી
વળી બંધ થાશે અંતમાં
તે જ્યોતિ દિવ્યપ્રતિ ઠરી.

કવિના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરમાં દેશભક્તિ પ્રદિપ્ત હતી, અને ત્હેની ઉંડી લાગણી કાર્યમાં પણ પ્રગટ થતી. આ સ્વદેશ-પ્રેમ કવિમાં અનેક રીતે ખીલ્યો, અને કલ્પના તથા કવિત્વશક્તિએ ત્હેને પોષણ આપી કાવ્યમાં વહન કરાવ્યું.

સ્વોન્નતિ અનાવશ્યક છે એમ નથી, પણ સ્વોન્નતિ સાથે સ્વદે-શોન્નતિ પણ કરવી જોઇએ. દેશના અઙ્ગરુપ આપણે બીજા અવયવો પ્રતિ દુર્લક્ષ્ય રાખીએ એ બાહ્યદૃષ્ટિથી દેશદ્રોહ જ નહિ પણ યથાર્થ ભાવમાં આત્મહત્યા છે. પોતાના ઉન્નત વિચારો જગતને ફલદાયી નિવડ્યા, તો ત્હેના જ અંશરુપ આપણે દેશને આવા વિચારોથી જાગૃત કરવામાં પાછળ પડીએ એ તદ્દન અનિશ્ચિત છે. વિશ્વવ્યાપી પ્રેમથી સ્વદેશપ્રેમ બાધિત નથી.

**जननीजन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।**

આત્મજ્ઞાનની ઉચ્ચ ભૂમિકાએ પૂહોંચેલા સ્વામી રામતીર્થ અને વિવેકાનન્દાદિ પણ સ્વદેશાભિમાન ત્યજી શક્યા નથી. એ તો મનુષ્ય સ્વભાવ જ છે કે, જેના વિશેષ સમ્બન્ધમાં આપણે આવ્યા હોઇએ ત્હેને માટે આપણને પ્રબલ લાગણી થાય છે; તો સ્વદેશ કે જેમાં આપણે જન્મ ધર્યો છે ત્હેને માટે ભક્તિ–પ્રેમ કોણ મૂઢને જાગૃત ન થાય ?

*શું તે જ માતૃભૂમિ આ ના ? (૨)
જન્મ ધરી જ્યાં રસ–તનુ પોષ્યું
તે જન્મભૂમિ શું આ ના ? (૨)
જલવાયુ હા ! એજ ભૂમિના,
અન્ન–શૌર્ય્ય છે તેથી એના,
વીર–વીર્ય્ય જે વ્યાપે તનમાં—
ક્યાંથી થાય તે બીજાનાં ?
શું તેજ માતૃભૂમિ આ ના ? (૨)
તન્ત્રી મૂલ જ્યાંથી વિંટાતી,
ને આ ઉરસઃ શું સન્ધાતી !
હલાવતામાં સર્વ્વ હાલતી—
શું તેહ ગુંથતી મા ના ?
ને ત્હેની ભૂમિ તે આ ના ?
શું તે જ જન્મભુમિ આ ના ? (૨)

કવિ ટાગોર રાષ્ટ્રીય–કવિ તરિકે ઘણું માન પામ્યા છે. એટલે

* 'રાષ્ટ્રીયગીત'

કેવલ શબ્દોની આડંબરી વ્યવસ્થાથી જ નહિ પણ હેમાં રહેલા અ-પૂર્વ હૃદયગ્રાહ્ય ભાવોથી ! ભારતનું પ્રાચીન ગૌરવ કવિની દૃષ્ટિમાં વારંવાર આવે છે; અને ભવિષ્યમાં તે જ ગૌરવ પુનઃ પ્રાપ્ત થશે એમ કવિ દૃઢતાપૂર્વક માને છે. ભારતની ઉન્નતિ, અને હેનાપ્રતિનો પોતાનો પૂજ્યભાવ સુમધુર શબ્દોથી કાવ્યઅંકુ પૂર્ણ છે. ભારતની પવિત્ર ભૂમિ પૂર્વે સંપૂર્ણ ઐશ્વર્ય ભોગવતી હતી હેની સ્મૃતિ જાગૃત કરતાં કવિ લખે છે કેઃ—

*હે ! મુજ ચિત્ત, પૂજ્ય તીર્થે<br>
જાગરે ધીરે—<br>
ઇહ ભારત–મહામાનનીય<br>
સાગર–તીરે.<br>
અહિં ઉભા'તા બે હાથ જોડી<br>
નમી નર–દેવતાઓ,<br>
ઉદાર છન્દે પરમાનન્દે<br>
વંદન ભરી એને.<br>
ધ્યાન–ગમ્ભીર અહ ! એ ભુધર,<br>
નદી—જપમાલા—ધૃત પ્રાન્તર,

---

* અહિં કવિ જો કે ભારતનાં ગૌરવનું વર્ણન ચિત્તને ઉદ્બોધનરૂપે કરે છે, તોપણ હેતુપૂર્વક મૂકેલા શબ્દો ઉભય કૃતિથી ગ્રાહ્ય છે. કાવ્યનો પાછળનો ભાગ વાંચતાં કંઇક અન્યોક્તિ જેવું લાગે છે. ભાષાન્તર પૂર્ણ નથી; કેવલ ઉપયોગી થોડો ભાગ જ લીધો છે.

અહિં થા નિત્ય, અરે પવિત્ર
ભૂમિ, જોને !
યહ ભારત—મહામાનનીય
સાગર–તીરે.

અહિં થા આર્ય, અહિં અનાર્ય,
દ્રાવિડ ને વળી ચીનં—
શક પૂર–દલ પાઠાણ, મોગલ
એક દેહે સઉ લીન.

( ગીતાંજલિ )

દેશને ઉપયોગી થઇ પડવાના વિચારોને કવિની પ્રતિષ્ઠાએ મદદ કરી. હિન્દુસ્થાનને ઉદ્યોગ–કલામાં આગળ વધારવાની કવિની ઇચ્છા અતિશય હોવા છતાં આખા હિન્દુસ્થાન માટે તે સંપૂર્ણ નથી. નિઃસ્વાર્થ સેવાને માટે જો દ્રવ્યવાન અને કામ કરનાર મનુષ્યો, ભારતની ઉન્નતિ અર્થે, બ્હાર પડે તો થોડા વખતમાં ઘણા ફેરફારની આશા રાખી શકાયે.

સત્યાગ્રહ માટે લડતા હિન્દ–વીરોને યત્નશીલ અને ઉત્સાહિત કરવાને કવિ ટાગોરે એક સંસ્કૃત કાવ્ય દક્ષિણ આફ્રીકામાં લખી મોકલ્યું હતું. કવિના ‘ સ્વદેશ ’ નામના ન્હાના લેખમાં પણ ભારતને ઉપયોગી કેટલીક સૂચનાઓ ઘણી સારી રીતે કરી છે. આ માટે કેવલ કથન જ નહિ પણ વર્તન થવુંયે આવશ્યક છે. બે એક વર્ષથી કવિએ ‘ કલાગૃહ ’ નામની નવી શાલા ખોલી છે, જેમાં અનેક પ્રકારની ઉપયોગી કળા શીખવવામાં આવે છે. ઉદ્યોગને અનુકૂલ

બીજા વિષયો પણ ત્યાં શીખવાય છે. આ રીતે કવિએ પોતાનાં જીવનમાં દેશને ઉન્નત કરવાના વિચારોને વર્તનમાં પોષ્યા. આ સિવાય ભારતના એક અમુલ્ય રત્ન તરિકે, હેનું પૂર્વ ગૌરવ પુનઃ પ્રાપ્ત કરવા, હેને જગતની અન્ય પ્રજાઓમાં ઉચ્ચપદે લાવવા, અને હેનો સંદેશો જગતના ખૂણેખૂણામાં પુહોંચાડવા, કવિએ પોતાનું બનતું કર્યું છે.

આ સિવાય એક રાષ્ટ્રીય-કવિ તરિકેનું કવિનું માન ઓછું નથી. જગતને પોતાની ઉદાત્ત કલ્પનાઓથી ચકિત કરવા સાથે, જીવનના આદર્શ અને હૃદયનાં વહનને માર્ગ આપતાં, કાવ્યો એટલાં બધાં કઠોર નથી થયાં કે જેથી જનસમૂહમાં તે પ્રચલિત ન થાય.

ઇ. સ. ૧૯૧૩ માં સીમલામાં અપાયેલા પોતાના વ્યાખ્યાનમાં રેવરન્ડ મી. સી. એફ. એન્ડ્રુઝે કહ્યું છે કે;—

"ક્વીન ઇલીઝાબેથના વખતમાં શેક્સ્પીઅર જેવી ભાવમાં "ઇંગલૅન્ડનો રાષ્ટ્રીય-કવિ ગણાતો હતો તે જ ભાવમાં બઙ્ગાલાના "રાષ્ટ્રીય-કવિ તરિકે આજે શ્રીયુત ટાગોર ગણાય છે. મ્હારા ધારવા "પ્રમાણે દુનીઆના બધા કવિઓમાં, શ્રીયુત રવિન્દ્રનાથ ટાગોર સિવાય, "આજે કોઈ એવો કવિ નથી કે જે પોતાના સમૂહમાં આટલું માન "પામ્યો હોય."

કવિનાં ગીતો બઙ્ગાલાના ખૂણે ખુણામાં સંભળાય છે; અને શિક્ષિત વિદ્વાનોથી તે ઠેઠ સ્ત્રીઓ અને અભણ ગોવાળીઆઓ સૂધી હેમનાં ગીતો પૂર્ણ હોંસે ગવાય છે.

રવીન્દ્રનાથ ટાગોર માટે લખેલાં પોતાનાં નવાં પુસ્તકમાં મી. અર્નેસ્ટ રૂહીઝ કહે છે કે;—

અહિં થા નિત્ય, અરે પવિત્ર
ભૂમિ, જોને !
ધ્રુહ ભારત—મહામાનનીય
સાગર-તીરે.

અહિં થા આર્ય, અહિં અનાર્ય,
દ્રાવિડ ને વળી ચીન—
શક પૂર-દલ પાઠાણુ, મોગલ
એક દેહે સઉ લીન.
(ગીતાંજલિ)

દેશને ઉપયોગી થઈ પડવાના વિચારોને કવિની પ્રતિષ્ઠાએ મદદ કરી. હિન્દુસ્થાનને ઉદ્યોગ-કલામાં આગળ વધારવાની કવિની ઇચ્છા અતિશય હોવા છતાં આખા હિન્દુસ્થાન માટે તે સંપૂર્ણ નથી. નિઃસ્વાર્થ સેવાને માટે જો દ્રવ્યવાન અને કામ કરનાર મનુષ્યો, ભારતની ઉન્નતિ અર્થે, બ્હાર પડે તો થોડા વખતમાં ઘણા ફેરફારની આશા રાખી શકાય.

સત્યાગ્રહ માટે લડતા હિન્દ-વીરોને યત્નશીલ અને ઉત્સાહિત કરવાને કવિ ટાગોરે એક સંસ્કૃત કાવ્ય દક્ષિણ આફ્રીકામાં લખી મોકલ્યું હતું. કવિના 'સ્વદેશ' નામના ન્હાના લેખમાં પણ ભારતને ઉપયોગી કેટલીક સૂચનાઓ ઘણી સારી રીતે કરી છે. આ માટે કેવલ કથન જ નહિ પણ વર્તન થવુંયે આવશ્યક છે. બે એક વર્ષથી કવિએ 'કલાગૃહ' નામની નવી શાલા ખોલી છે, જેમાં અનેક પ્રકારની ઉપયોગી કળા શીખવવામાં આવે છે. ઉદ્યોગને અનુકૂલ

બીજા વિષયો પણ ત્યાં શીખવાય છે. આ રીતે કવિએ પોતાનાં જીવનમાં દેશને ઉન્નત કરવાના વિચારોને વર્તનમાં પોષ્યા. આ સિવાય **ભા**રતના એક અમુલ્ય રત્ન તરિકે, હેનું પૂર્વ ગૌરવ પુનઃ પ્રાપ્ત કરવા, હેને જગતની અન્ય પ્રજાઓમાં ઉચ્ચપદે લાવવા, અને હેનો સંદેશો જગતના ખૂણેખૂણામાં પૂહોંચાડવા, કવિએ પોતાનું બનતું કર્યું છે.

આ સિવાય એક રાષ્ટ્રીય-કવિ તરિકેનું કવિનું માન ઓછું નથી. જગતને પોતાની ઉદાત્ત કલ્પનાઓથી ચકિત કરવા સાથે, જીવનના આદર્શ અને હૃદયનાં વહનને માર્ગ આપતાં, કાવ્યો એટલાં બધાં કઠોર નથી થયાં કે જેથી જનસમૂહમાં તે પ્રચલિત ન થાય.

ઇ. સ. ૧૯૧૩ માં **સી**મલામાં અપાયેલા પોતાના વ્યાખ્યાનમાં રેવરન્ડ મી. **સી.** એફ. એન્ડ્રુઝે કહ્યું છે કે;—

"ક્વીન ઇલીઝાબેથના વખતમાં શેક્સ્પીઅર જેવી ભાવમાં "ઇંગલૅન્ડનો રાષ્ટ્રીય-કવિ ગણાતો હતો તે જ ભાવમાં બઙ્ગાલાના "રાષ્ટ્રીય-કવિ તરિકે આજે શ્રીયુત્ ટાગોર ગણાય છે. મ્હારા ધારવા "પ્રમાણે દુનીઆના બધા કવિઓમાં, શ્રીયુત્ રવિન્દ્રનાથ ટાગોર સિવાય, "આજે કોઇ એવો કવિ નથી કે જે પોતાના સમૂહમાં આટલું માન "પામ્યો હોય."

કવિનાં ગીતો બઙ્ગાલાના ખૂણે ખૂણામાં સંભળાય છે; અને શિક્ષિત વિદ્વાનોથી તે ઠેઠ સ્ત્રીઓ અને અભણ ગોવાળીઆઓ સૂધી હેમનાં ગીતો પૂર્ણ હોંસે ગવાય છે.

રવીન્દ્રનાથ ટાગોર માટે લખેલાં પોતાનાં નવાં પુસ્તકમાં મી. અર્નેસ્ટ રહીઝ કહે છે કે;—

"એક વખત લંડનમાં, કવિનો 'ચિત્રાંગદા' નાટક વાચ્યાં
"પછી, ભારતસંસ્થાનના ઉપસહાયક* મી. મોન્ટેગે જણાવ્યું હતું
"કે, હિન્દુસ્થાનના એક જંગલમાંથી સવારી કરતાં, રાત્રિને સમયે,
"તેઓ કેવી રીતે એક ખુલ્લી જગ્યા કે જ્યાં ત્રણ ચાર માણસો
"એક તાપણી×ની ફરતે બેઠા હતા ત્યાં આવી પુહોંચ્યા. પોતાના
"રસ્તાની પૂરી ખબર ન હોવાથી, ત્હેમણે નીચે ઉતરી ઘોડાને આરામ
"આપવાનો વિચાર કર્યો. તે ટોળીની સાથે થોડો વખત તેઓ
"તાપણી ફરતે બેઠા હશે એટલામાં એક ગંદા કપડાંવાળો ગરીબ
"જેવો જણાતો ન્હાનો છોકરો તે જંગલમાંથી બ્હાર નિકળી આવ્યો
"અને ત્યાં ધુણી પાસે નીચે બેઠો, શરૂઆતમાં તે ટોળીમાંના એક
"માણસે ગીત ગાવાનું શરૂ કર્યું, અને તે પ્રમાણે બીજાઓએ ગાયું.
"આ પછી તે છોકરાનો ક્રમ આવ્યો અને તેણે સર્વથી વિશેષ ભાવ-
"મય અને સુમધુર ગીત ગાયું; જ્યારે ત્હેને પૂછવામાં આવ્યું કે
" 'એ ગીત કોણે બનાવ્યું છે ?' ત્યારે તેણે ઉત્તર આપ્યો કે, 'મ્હને
"ત્હેની ખબર નથી, પણ દરેક જગ્યાએ લોકો એ ગીત ગાય છે
"ખરા !' કેટલાક દિવસ પછી મી. મોન્ટેગને એ જ શબ્દો અને ગીત
"કોઈક બીજી જગ્યાએ ફરીથી સાંભળવાનું બન્યું, આ વખતે જ્યારે
"ત્હેમણે એ કાવ્યના કર્તાની ખબર કહાડી ત્યારે શ્રીયુત્ રવીન્દ્રનાથ
"ટાગોરનું નામ ત્હેમણે પ્રથમ જ સાંભળ્યું."

'સોનાર બંગાલ' નામનું કવિનું એક ઉત્તમ કાવ્ય બઙ્ગાલામાં

---

* The under Secretary of state for India

× તાપવાને માટે સળગાવેલો થોડો અગ્નિ; Fire

ઘણું જ પ્રિય થઇ પડયું છે. દેશભક્તિનો ઉચ્ચ આદર્શ કવિનાં ઘણાં ખરાં કાવ્યોમાં પ્રત્યક્ષ થાય છે. ભારતને જાગૃત કરવાની કવિની કલ્પના, ત્હેની શૈલી અને કલા, ત્હેમાં રહેલી હૃદયની ઉંડી ભાવનાથી, એટલી તો મનોરમ્ય લાગે છે, કે, નીચેનાં કવિનાં વાક્યો વાંચતાં તૃપ્તિ ન થાય એ સ્વભાવિક છે.

હરિગીત—

×ચિત્ત જ્યાં ભયશૂન્ય, ને મસ્તિષ્ક જ્યાં ઉંચું સદા,
ને જ્ઞાનની લ્હાણી વળી જ્યાં મુક્ત, ગૃહ પ્રાચીનમાં
નથી ખણ્ડ ક્ષુદ્ર દિવાલથી વસુધારના કીધાં જ્હાં,
ને હૃદયની ગુહા થકી જ્યાં શબ્દ સાચા સ્ફૂરતા,
દિશે દિશે ને દેશ દેશે કર્મધારા જ્યાં વહે
અજસ્ર સૂહસ્ત્રવિધરૂપે ચરિતાર્થના નિજ વારિએ;

જ્યાં તુચ્છ રુઢીરણે નથી થતું ઝરણુ શુદ્ધ વિવેકનું
કદિ લુપ્ત, ને સત ઉર જ્યાં પુરુષાર્થ માટે પ્રેરતું,—
આનન્દ, જ્ઞાન, સુકર્મના નિધિરૂપ ઉન્નત હે, પિતાઃ!
તે મુક્તિના ઉચ્ચ સ્વર્ગમાં મમ દેશને જાગૃત કર!

સ્વદેશભક્તિના ઉચ્ચત્તમ ભાવોને; સ્વાભાવિક વહન આપી, કવિત્વશક્તિ અને કલાથી ખીલવી, કલ્પનાને વિચિત્રરીતે જાગૃત કરવાની કવિ ટાગોરની રીતિ ઉપયુક્ત કાવ્યથી સહજે માલમ પડશે.

---

× चित्त जेथा भयशून्य, उच्चजेथा शिर,
ज्ञान जेथा मुक्त, जेथा गृहेर प्राचीर

સત્વજ્ઞાન અને કવિત્વશક્તિથી ઉદિત શાન્તિપ્રિયતાને લીધે જો કે એક રાજનીતિજ્ઞ પુરુષ તરિકે કવિએ જોઇએ તેવો આગળ પડતો ભાગ લીધો નથી તોપણ એમ તો નહિં જ કહી શકાય કે હેમની સ્વદેશભક્તિ દોષિત હતી. સામાન્ય રીતે એક કવિને યોગ્ય ઉચ્ચ આદર્શ જનસમૂહ સમક્ષ મૂકવામાં હેમને સંપૂર્ણ વિજય મળ્યો છે. એટલું જ નહિ પણ પોતાના આદર્શને ચરિતાર્થ કરી બતાવવાના હેમના શાન્તિનિકેતનાદિ અનેક પ્રયત્નો હિન્દુસ્થાનની ભાવિ પ્રજાને અતિ ફલદાયી છે.

---

आपन प्राङ्गणतले दिवसशर्व्वरी
वसुधारे राखे नाइ खण्ड क्षुद्र करि',
जेथा वाक्य हृदयेर उत्समुख हते
उच्छ्वासिया उठे, जेथा निर्वारित स्रोते
देशे देशे दिशे दिशे कर्म्मधारा धाय
अजस्र सहस्रविध चरितार्थताय;
जेथा तुच्छ आचारेर मरुवालुराशि
विचारेर स्रोतःपथ फेले 'नाइ ग्रासि',
पौरुषेरे करेनि शतधा; नित्य जेथा
तुमि सर्व्व कर्म्म चिन्ता आनन्देर नेता,—
निज हस्ते निर्द्दय आघात करि' पितः
भारतेरे सेई स्वर्गे कर जागरित !

મૂલની જ ભાવના અને શૈલી હોવા છતાં ગુર્જર ભાષાન્તર સહજ સ્વતંત્ર છે.

**કવિ અને ન્હેમની ઐતિહાસિક દૃષ્ટિ**

પૂર્વે જણાવ્યું તેવી રીતે જો કે ઇતિહાસનાં શોધન અને રાજનીતિઅંગે કવિએ જોઇએ તેવી સફલતા મેળવી નથી તોપણ આ વિષે ન્હેમના વિચારો અવશ્ય જાણવા જેવા તો છે જ. ભારતના જીવનઉદ્દેશના ગર્ભમાં પેસી ન્હેનું હૃદય વાંચવું એ કવિ ટાગોર જેવા તત્વકવિ*થીજ થઇ શકે એમ કહેવામાં અતિશ્યોક્તિ નથી. આ માટે કે. એસ. રામસ્વામિ શાસ્ત્રી જણાવે છે કે;—

"પણ વિવેકબુદ્ધિ કલ્પના અને પ્રેમથી ભુષિત મનુષ્ય (કવિ "ટાગોર), અને તે પણ આવા કૃતવિઘ અને ઐતિહાસિક× જમાનામાં "દ્વિ. બહુના ભારતના અશાન્ત અને પરિવર્તન યુક્ત આ દિવ્યભૂમિમાં "ભાવિ રાષ્ટ્રીયજીવનની શ્રેષ્ઠતાના પ્રયત્નોમાં આપણાં રાષ્ટ્રીયહીત અને "વિકાસને અત્યોપયોગી તત્વપરત્વે, યથેચ્છ વિચાર કર્યા વગર રહે "એ તદ્દન અસમ્ભવિત છે."

"આવા પ્રતિભાશાલી પુરુષના વિચારો અવશ્ય માનનીય છે, "કેમકે ન્હેની સહજ વિશુદ્ધ કલ્પના, ન્હેમનો અદ્વિતીય પ્રેમ, અને "યથાર્થ પ્રથક્કરણબુદ્ધિ રાષ્ટ્રની આન્તર ક્રિયાના અનુભવમાં ન્હેમને "અતિશય સહાય્યક હોવાથી, તેઓ પ્રિય માતૃભૂમિના પુનરુદ્ધારાર્થે

---

* કેવલ કવિ જ નહિ પણ તત્વવેત્તા અને કવિ ઉભય.

× જો કે મૂલમાં Historical શબ્દ છે પણ ધ્વનિરુપે "ફેરફારો ઘણા થવાથી ઇતિહાસમાં નોંધી રાખવા યોગ્ય" એવો અર્થ છે.

"જરૂરનાં કાર્ય્ય માટે અમૂલ્ય સુચના આપી શકે એ સ્વાભાવિક છે."

આવા વિચારોને કવિએ **'સાધના'** નામના પોતાના પુસ્તકમાં અને ત્હેમાં પણુ વિશેષે પ્રથમના વિભાગમાં, બહુ સારી રીતે સ્પષ્ટ કર્યા છે. આ સિવાય કવિએ પોતાના એક લેખમાં× બહુ ઉત્તમ રીતે જણાવ્યું છે કે;—

"સ્વપ્નભૂમિના અચિર પડદા'પર ચિતરેલા રક્ત-વર્ણે ઉપરથી "ભારતનું હૃદય તપાસવામાં આપણે નિષ્ફલ જશું."

અર્થાત્ હિન્દુસ્થાનમાં થયેલી લડાઇઓ અને રક્તપાતથી ત્હેના ગર્ભની ગણુત્રી કરવા જઇએ તો ઉભય વિભિન્ન હોવાથી ભારતની સત્ય ચેષ્ટાને આપણે અન્યાય કરીશું. એટલું જ નહિ પણુ હિન્દુસ્થાનનું હાર્દ તપાસવાને આવી અચિર અને નિર્માલ્ય વસ્તુઓ તદ્દન જ અનુપયોગી માલુમ પડશે. ભારતનું આન્તરજીવન જ્યાં સુધી ત્હેની વસ્તુઓ સાથે ઓતપ્રોત થયા નથી ત્યાંસુધી તપાસવું એ સત્ય જાણુવાને ખરેખર ભૂલ ભરેલું છે.

કવિ આ માટે પોતાના ઉપયુક્ત લેખમાંજ આગળ જણાવે છે કેઃ-

"પણુ એક પરદેશી મુસાફરને આવું તોફાન એ જ અતિ મહ- "ત્વની વસ્તુ થઇ પડશે; અને આ સિવાયનું અન્ય સર્વ્વે ધૂલિનાં અભ્ર*-છાયાથી ત્હેનાથી સંતાયલું રહેશે કેમકે તે આપણી માફક

× The Philosophy of Indian History

* બહુ વચન લેવું.

"ઘરમાં નથી પણ બહાર છે. અને આથી જ પરદેશીઓને હાથે લખા-
"યેલા હિન્દુસ્થાનનાં ઇતિહાસો આવી ધૂલ કે તોફાનો જ બતાવે છે,
"પણ આપણા ઘરનો મર્મ ખોલી શકતા નથી."

અને પરિણામે આપણા વિદ્યાર્થીઓને ખોટો ઇતિહાસ શીખ-
વવામાં આવે છે. એક રીતે તત્ત્વદૃષ્ટિથી જો ઇતિહાસને વાંચવાનો
પ્રયત્ન કરીએ તો તો એમરસન કહે છે તેમ;—

" વિદ્યાર્થીએ ઇતિહાસને સહાભેદમાં* તપાસવાનો નથી પણ
"મૂલભેદમાં વાચવાનો છે. અર્થાત્ પોતાનાં જીવનને મૂલ અને પુસ્ત-
"કોને વિવરણ સ્હમજવાનું છે."

અને કદાચિત્ ઇતિહાસને સ્થૂલ રીતે જોઇએ તોપણ પ્રત્યેક
દેશનું હૃદય તપાસવાને માટે ત્હેમાં થયેલી લડાઇઓ કે ખુનો ધ્યાન-
માં લેવાનાં નથી. પણ કવચિત્ પરિણામ અને સ્થાયી મૂલ બન્ધા-
રણ એ ગણનામાં ઉપયોગી થાય ખરાં !

કવિ ટાગોર કહે છે કે;—

"હિન્દુસ્થાનનાં ઇતિહાસે મૂલ× હિન્દુસ્થાનને ઢાંકી દીધું છે.
"......અને તેથી આપણા મૂલ દેશનો વાસ્તવિક કિંવા સત્ય ચિતાર

---

* સહાભેદમાં ત્રીજા પુરુષની સંજ્ઞા આવે છે તેમ ન કરતાં મૂલરૂપે ઉપર તે વસ્તુ ઘટાવવી. પોતાના એટલે નેપોલીઅને યુરોપ ધ્રુજાવ્યું એમાં 'નેપો-લીઅન' એ ત્રીજો પુરુષ નહિ પણ 'હું નેપોલીઅનરૂપે' એમ સ્હમજવું.

× True

" આવતો નથી પણ ઉલટું આપણી અવલોકનદૃષ્ટિ ઉપર પડદો પડે છે."

એટલું જ નહિ પણ ભારતમાં ઇતિહાસવિષયે આધુનિક શિક્ષણ વાસ્તવિક રીતે કહીએ તો એક પ્રકારનું કલંક જ છે. એટલે ઘણી બરી વખત સત્ય હકીકત છુપાવી, ખોટા ઇતિહાસથી, ન્હાના છોકરો-ઓનાં મન ઉપર એવી છાપ બેસાડવાનો પ્રયત્ન થાય છે કે, જેથી સ્વદેશાભિમાન નષ્ટ થવા માંડે; અને વિશેષ તો કવિ કહે છે તેમ;–

" જે પદ્ધતિથી આપણને બાલપણથી શિક્ષણ આપવામાં આવે
" છે તે આપણને આપણી જન્મભૂમિથી પ્રતિપલે જૂદા પાડે છે એટ-
" લું જ નહિ પણ પરિણામે ત્હેને ત્યજી જવાની વૃત્તિ આપણામાં
" ધીમે ધીમે જાગૃત થાય છે."

ઇતિહાસને ખોટી રીતે બતાવવાનું આ પરિણામ જે કવિ ટાગોર ચિતરે છે તે અક્ષરસઃ સત્ય છે. ભારતના આન્તર કિંવા આધ્યા-ત્મિક ઉદ્દેશને મૂકી, આવી બાહ્ય વસ્તુનું અસત્ય જ્ઞાન ભારતને તપાસવાને તદ્દન અપૂર્ણ છે એ તો નિઃસંદેહ. ભારતનું જીવન ઇતિ-હાસ પર નહિ પણ ધર્મ્મ પર છે; અને એમાં જ ત્હેની શ્રેષ્ઠતા હતી અને રહી છે. કવિ આ માટે પોતાનો વિચાર આપતા જણાવે છે કેઃ–

" આપણે જોઇએ છીએ કે, કેટલાએ સૈકા થયા, વિરુદ્ધતામાં
" એકતા સ્થાપવી અને ભિન્ન ભિન્ન માર્ગે કેવલ એક જ લક્ષ્યબિન્દુએ
" પ્હોંચવું તેમ જ હૃદયપ્રતીતિ સાથે અનેકમાં રહેલા એકનો અનુભવ

" કરવો એ જ ભારતનો કેવલ એક પ્રયત્ન છે, એટલું જ નહિ પણ
" દૃશ્ય વિવિધતાનો નાશ ન કરતાં એની અનેક વિવિધતામાં રહેલાં
" ઐક્યને પ્રાપ્ત કરવું. અને આવી રીતે આ આન્તર ઐક્યના અનુભવ
" અને ત્હેના અતિવ પ્રચારનો પ્રયત્ન ભારતને માટે અતિશય
" સ્વાભાવિક છે. "

આથી જ પરિણામે ( કહેવાતી ) રાજનીતિમાં, અન્ય પ્રજાની દૃષ્ટિથી હિન્દે શ્રેષ્ઠતા ન ભોગવી હોય અગર ન ભોગવતું હોય તો ત્હેમાં આશ્ચર્ય જેવું નથી !

સાહિત્ય, કલા, ધર્મ્મ, વિજ્ઞાનાદિની જેમાં ઉત્પત્તિ છે એવાં આ અમૂલ્ય માનવ–જીવનને માટેનો કવિનો સંદેશ અને ત્હેનું ઝીણું પ્રથક્કરણ ઘણું જાણવા જેવું છે. અને એથીયે

**જીવનસંદેશ**

વિશેષ કવિનું પોતાનું જીવન કે જેમાં ત્હેમણે પોતાના ઘણાખરા વિચારો ચરિતાર્થ કરી બતાવ્યાં છે તે તો અવશ્ય આદર્શજીવનમાં સહાયક થયા વગર રહે એમ નથી.

જગતને ઉત્તમ અને આદર્શ વિચારો આપવા એને આપણે કઠિન ગણીએ તો ત્હેવા વિચારોને પોતાનાં જીવનમાં જ ચરિતાર્થ કરી બતાવવું એ તો તેથીયે વિશેષ કઠિન છે એ નિઃસંદેહ. કવિમાં ઉભય ઉત્કૃષ્ટ છે.

આધ્યાત્મિક દૃષ્ટિથી કવિનું જીવન તપાસીશું તો કવિનું તે માટેનું કથન એ ત્હેમનાં જીવનમાં ચરિતાર્થ થયેલું આપણને માલમ પડશે. 'ગીતાંજલિ'માં કવિ એક જગ્યાએ લખે છે કે;—

કેટલીક વખત કવિને સમય વહી ગયાનો ભ્રમ થાય છે, અને પોતાનાં જીવનના ઉપયોગી દીવસો નકામા ગયા એમ લાગે છે.

દ્રુતવિલમ્બિત—

કરમહીન દિને 'ભૂતકાલનો
સમય વ્યર્થ ગયો' ઉર શોચતો.

('ગીતાંજલિ)

શરૂઆતનાં પોતાનાં કેટલાંક વર્ષો કવિએ કેટલીક વ્યવહારિક ખટપટમાં ગુમાવ્યાં હતાં; અને આવી અનિચ્છિત પ્રવૃત્તિમાંથી છુટયા પછી આધ્યાત્મિક જીવનનો માર્ગ—જો કે બીજ તો પ્રથમ હેમનાં પિતામાંથી રોપાયું જ હતું તો પણ—હેમને અતિશય કઠિન જણાયો. આવી સ્થિતિમાં ઈશ્વરત્વ અને અનન્તતાનું ભાન નીચેના ઉદ્દગારો વહાવે છે;—

"હું કવખતે છુટયો છું તેથી મ્હને મનમાં ભય રહે છે;"

બીજી જગ્યાએ પણ કવિએ આધ્યાત્મિક આદર્શનું ભાન કંઇક કલ્પનાથી મિશ્ર કર્યું છે. ભક્તિના માર્ગપ્રતિ પોતાનું વહન અને તેયે અયોગ્ય વખતે થયું* એમ કવિ પ્રથમ માનવા પ્રેરાય છે, પણ કાલને અનન્ત માની પાછળથી સંતોષ માને છે.

---

* आमार छुटि अवेलातेई
दिन दुपुरेर मध्यखाने. (गीताञ्जलि

કોલાહલનો નિષેધ કીધો—
કહું છું કથા કાને કાને,
એથીં જ હવે પ્રાણનો આલાપ
કેવલ માત્ર ગાને ગાને.
રાજ્ય સુપથે લોક ધસે છે,
વેચનારાનો હાટ ઉઠે છે,
રજા મળી મ્હને ત્યાં કસમે—
દિન-દુપેરના મધ્યખાને.
કાર્ય્ય-ઉરે અતિ ભાર રહે છે
સઉ શું હશે ? કોણ જાણે !

કાનનમાં મ્હારાં અકાલે
ફૂલ તહિં ફુટે છે,
મધુકરોને મધ્ય દિને
મૃદુ ગુમ્જારવા દે'!
સત અસંતના દ્વન્દ્વમાટે
ગયા છે દિન અનેક જોને!
આલસ-ખેલાનો મમ સાથી
એ વેલા મ્હારૂં હૃદયં તાણે;
દૂર વૃથા કો' ખુમ પડે છે
સઉ શું હશે ? કોણ જાણે !

આમાં કવિએ પોતાને અધ્યાત્મ આદર્શજીવનનું ભાન સંસારના કેટલાક કટુ પ્રસંગો પછી થયું છે, અને જીવનના અસ્ત્રોપયોગી દિવસો ગયા પછી થયેલી પોતાની જાગૃતિ જણાવી છે એટલું જ નહિ પણ ભક્તિનો ખાલી ડોળ કરી, જગતમાંથી વૈરાગ્ય લઇ બહાર જંગલમાં જવું એમ નહિ પણ એમાં રહી 'કેવલ માત્ર ગાને ગાને પ્રાણનો આલાપ કરવો' એમ વ્યંગાર્થમાં સૂચવ્યું છે. અને આ પછી થયેલા પોતાના અધ્યાત્મજીવનના ફેરફારો–તે વખતે ઉઠતા તરંગો, ક્ષણ પ્રતિક્ષણ ઉદિત કલ્પનાઓ એ જાણે 'મ્હારાં કાનનમાં અકાલે ફૂલ તો ન ફુટતાં હોય' તેમ કવિને લાગે છે અને તેથી જ કાંઇક પ્રાર્થનાના રુપમાં કહે છે કે;—

'મધુકરોને મધ્ય દિને
મૃદુ ગુઞ્જારવા દે!'

પોતાની જાગૃતિના અસમયની ભ્રાન્તિ* કવિને બીજી જગ્યાએ પણ થઇ છે:—

"આવી રીતે સમય વહી જાય છે, અને ત્હારી સર્વ સેવા "હે પ્રભુ! હજી બાકી જ રહી છે. અરે! ત્હારો પૂજા–થાલ સુદ્ધાં

* 'ભ્રાન્તિ' શબ્દનો પ્રયોગ, કવિના એ જ માટેના વિરુદ્ધ વિચારો તે જ કાવ્યોમાં જોતાં સાભિપ્રાય જણાશે. અને તે છતાં 'ભ્રાન્તિ' એ વાસ્તવિક રીતે 'ભ્રાન્તિ' જ છે એમ કહેવામાં પણ બાધ આવશે નહિ.

દ્રુતવિલમ્બિત—

નહિ એ નષ્ટ, પ્રભુ! ક્ષણ સર્વની

"હજી એમને એમ જ શૂન્ય પડયો છે........હું દવખતે છુટયો
"છું તેથી મ્હને મનમાં ભય રહે છે."

સ્થૂલ વ્યવહારમાં વ્યતિત થયેલા પોતાના કાલનું સ્મરણ કરતાં, ઉચ્ચતમ જીવનથી વિભિન્ન, માત્ર અધ્યાત્મની પૂર્વ-છાયારૂપે કેવલ તૈયારીનું વર્ણન કવિએ 'ગીતાંજલિ'નાં નીચેનાં કાવ્યમાં બહુ સારી રીતે કર્યું છે;—

સમય આ યોગ્ય મ્હારી નાવને
હંકારવી જોઇએ;
વૃથા આ કાલ તીરે જાય—
અહાહા, ધીક છે મુજને!

વસન્તે કાર્ય્ય પોતાનું
ફુટી ફૂલે કર્યું પુરું,
અને જો! ભારમાલાનો
સુકાયેલો વહું છું હું.

---

જીવનદોરી ત્હમે કરમાં ગ્રહી.

અને બીજા કાવ્યમાં;—

हे राजेन्द्र, तव हाते काल अन्तहीन।

* * * *

एसे देखि, जाय नाय तोमार समय!

આદર્શ અધ્યાત્મકલ્પનાને રૂપકથી ખીલવી, શૃંગારરસનું ઝાંખુ મિશ્રણ કરી કવિએ જીવનને, સ્થૂલ વિષયમાં અતિશય પ્રવૃત્તિ રાખી હેની ક્ષુદ્રતા અને ઇશ્વરત્વના વિસ્મરણનો નિષેધ કર્યો છે. કવિએ વ્યવહારપક્ષને માલા માની હોય એ સ્વાભાવિક છે; પણ હેને "સુકાયેલી માલાનો ભાર" ગણવામાં અને તે રુપે અધ્યાત્મજીવનની શ્રેષ્ઠતા દર્શાવવામાં કવિએ કંઇ ઓછી ચાતુરી વાપરી નથી.

જીવનની પ્રત્યેક ક્ષણ અમૂલ્ય છે, અને એક રીતે છુટ આપતાં કવિ કહે છે તેમ "આપણા હાથમાં વખત નથી, અને વખત ન "હોવાના કારણને લીધે જ આપણે આપણું નશીબ અજમાવવા "સર્વે મળી પ્રબલ પુરુષાર્થ કરવો જોઇએ" અને પરિણામે "અમારાથી કોઇ રીતે વિલમ્બ થઇ શકે એમ નથી."

વિચારના આવા વિચિત્ર પરિવર્તનો, જ્ઞાનને જીવનમાં ચરિતાર્થ કરી બતાવનાર મહાપુરુષમાં, વ્યવહારપક્ષેયે સમાન રીતે પરિણામ પામે અને એથી જ જીવનને વિશેષ ઉન્નત અને નિર્ભય બનાવે એમાં નવાઇ નથી. આ જ સંધિમાં કર્તવ્યની પ્રબલ લાગણી સ્ફુરી હતી અને કંઇક કરવું એ વૃત્તિ જાગૃત થઇ. પ્રથમ તો દેશને ઉપયોગી થઇ પડવાના વિચારો અતિશય પ્રબલ હોવાથી અધ્યાત્મ આદર્શ સહજ ઢંકાયું હતું; પણ ધીમે ધીમે વહન બદલાયું.

કવિ ટાગોરની માન્યતા પ્રમાણે ધર્મ્મ એ કેવલ શીખવાનો અગર જાણવાનો જ વિષય નથી પણ "હેનાં પ્રત્યેક સુત્રોને ચરિ- "તાર્થ કરી બતાવવાનું છે." એટલે ધર્મ્મના બન્ધારણ પર રચાયલું અધ્યાત્મિક કિંવા નૈતિકજીવન આદર્શને યોગ્ય છે. આ સિવાયનું શુષ્ક જ્ઞાન, કદાચિત્ અન્ધપરંપરા અને વિવેકશૂન્યતાને લીધે ઉદિત થયું હોય તે, વર્તનમાં સંપૂર્ણપણે ઉતર્યા વિના આદર્શ અગર ઇચ્છિત ગણાય નહિ. સ્વામી રામતીર્થ જણાવે છે તેમ;—

"ખરા જ્ઞાનની કસોટી જેવા પ્રકારનું જ્ઞાન અંદરથી બહાર "કહાડી શકાય તે પરથી થાય છે; પણ મગજમાં ઘુસાડેલા જ્ઞા- "નથી થતી નથી."

સત્ય જ્ઞાન તો તે જ છે કે જેને વર્તનમાં ઉતાર્યું છે અને તે સિવાયનો અન્ય સર્વ બકવાદ. જ્યારે આપણાં જીવનને આપણે આપણાં પુસ્તકો બનાવીશું ત્યારે પુસ્તકોની જરૂર રહેશે જ નહિ. અને એ જ નર્મદ ધર્મ્મ કે જેમાં પ્રેમ એ મહામન્ત્ર છે અને ઐક્ય એ સાધના છે. ધર્મ્મ માટે કવિ જણાવે છે કે;—

"અમારો ધર્મ્મ એ ઐક્ય—વિવેકબુદ્ધિથી કસોટીએ ચ્હડેલી "માન્યતાઓ; અમારી શ્રદ્ધા, અને અમારી ક્રિયાઓની સમગ્રતા, "આ લોક અને પરલોક એ સર્વની એકતા......એક ભાગને "વ્યવહારોપયોગી અને બીજા ભાગને કેવલ સણગાર માટે જૂદો "રાખી ભારતે પોતાના ધર્મ્મને છિન્નભિન્ન કર્યો નથી.

"હિન્દુસ્થાનમાં ધર્મ્મ એટલે સમાજનું સંપૂર્ણ જીવન,—જેના "મૂલો જમીનમાં ઘણાં જ ઉંડાં ગયાં છે પણ હેની ટોચ સ્વર્ગનો"

"દ્વારો સાથે ધસાય છે; અને **ભારતે** ઝૂલોને મૂકી કેવલ ટોચને જ
" સાધ્ય ચિંતવ્યું નથી, કિંવા ત્હેને જ પ્રાધાન્ય આપી મહત્વનું
" ગણ્યું નથી–ત્હેણે તો ધર્મ્મને, એક વિશાલ વટવૃક્ષની માફક માણ્ં-
" સના સમસ્ત જીવન ઉપર છાયાં કરતો, જગત્ અને સ્વર્ગને સમાન
" રીતે આલિઙ્ગન કરતો ગણ્યો છે."

કવિનાં **ભારત**નાં હાર્દની આ ઉદાત્ત કલ્પના કવિએ પોતે જ જીવનમાં કેટલે અંશે ચરિતાર્થ કરી છે તે ત્હેમના એક ઉપાસકના વાક્યોમાંથી જણાશે.

" સાધુ પુરુષ હોવામાં ભય ન રાખનાર ત્યાગીમાં કવિ **ટાગોર**
" નમૂનારુપ છે કે જેઓ જગતની અતિ સામાન્ય વસ્તુ સાથે ભળ-
" વામાં નિડર છે, અને એક કવિરુપે સૃષ્ટિનો ત્હેમનો વધુ નિકટ
" સમ્બન્ધ પ્રતિ ક્ષણ ત્હેમને સ્વર્ગની વિશેષ પાસે લઇ જાય છે."

પ્રેમ અને ઐક્ય એ જીવનનું અન્તિમ લક્ષ્ય છે, અને જગતના સામાન્ય બનાવોમાં પણ ત્હેમનો અનુભવ એ કવિને અતિ વરિયસ્ છે. આધ્યાત્મિક ઉચ્ચ જીવનની પ્રાપ્તિ અર્થે ત્હેનો નિષેધ કવિ કદિ પણ કરી શકે એમ નથી. જીવનમાં માધુર્ય્ય અને તે સાથે વિવિધતામાં એકતાનો અનુભવ એ જ સત્ય જીવન છે. કવિ જણાવે છે તેમ;—

" ક્ષણિકમાં અનન્તતાનો અનુભવ કરો અને પ્રતિદિનના જીવ-
" નના સામાન્ય વ્યવહારિક બનાવોમાં પણ ગૂઢતા અને એકતા
" જોતાં શીખો."

કવિનું જીવન વિશેષે આધ્યાત્મિક હોવા છતાં, કેવલ આત્માની ઉન્નતિ અર્થે હેમણે સંસારનો કદિ પણ નિષેધ કર્યો નથી. વસ્તુતઃ વિભિન્નતાનો નિષેધ ન કરતાં ભેદમાં અભેદનો 'સાક્ષાત્કાર' એ જીવનના અન્તિમ લક્ષ્યરુપે વ્યવહારને પોષક છે. પોતાના વિચારોનો ઉલ્લેખ કરતાં કવિ 'ગીતાંજલિ' માં જણાવે છે કે;—

માલિની—

* નહિ કદિ મુજ મારે મુક્તિ વૈરાગ્યમાં છે !

અગણિત દુઃખદાયી બન્ધનોમાં રહ્યો જે
અનુભવું રસ મુક્તિનો મહાનન્દદાયી.
પ્રભુ વસુમતી મૃતિકા–પાત્રને તું ભરે છે
ફરી ફરી વળી ઢોળી, દિવ્ય સુધારસે, ને
વિવિધ વરણ ગન્ધે હોય ના દીપ જાણે
ત્યમ મુજ શિખજ્યોતિ મુજ સંસાર સર્વે
જ્વલિત કરતી જોને ! લક્ષરુપે પ્રભાને

* वैराग साधने मुक्ति, से आमार नय !

असंख्य बन्धनमाझे महानन्दमय
लभिव मुक्तिर स्वाद । एइ वसुधार
मृत्तिकार पात्रखानि भरि बारम्बार

તુજ રસ-મન્દિરે. ઇન્દ્રિયો-દ્વાર મ્હારાં
કરીશ નહિ કદિ હું બન્ધ સુયોગ માટે.
સહજ કંઇ મળે જે મોદ દૃશ્યે ને ગન્ધે
સઉ ભળી લય પામે તુજ આનન્દમાં એ !

જ્વલિત તહિં થતો આ મોહ મુક્તિરુપે, ને
વિકસિત મમ થાતો પ્રેમ જો, ભક્તિરુપે !

---

तोमार अमृत ढालि दिवे अविरत
नाना वर्णगन्धमय ! प्रदीपेर मत
समस्त संसार मोर लक्ष वर्तिकाय
ज्वालये तुलिबे आलो तोमारि शिखाय

तोमार मन्दिरमाझे ! इन्द्रियेर द्वार
रुद्ध करि योगासन, से नहे आभार !
जे किछु आनन्द आछे दृश्ये गन्धे गाने
तोमार आनन्द रबे तार माझखाने !

मोह मोर मुक्तिरुपे उठिबे ज्वलिया
प्रेम मोर भक्तिरुपे रहिबे फलिया !

આ રીતે અત્યારસુધી કંઇક અપૂર્ણ રહેલા ભારતના જીવન-ભાવને કવિએ પોતાના વર્તનથી વિશેષ સ્પષ્ટ કરી બતાવ્યા. નીતિને ધર્મ્મનું અઙ્ગ ગણી, વ્યવહારમાં ત્હેનો યથાર્થ ઉપયોગ અને સૃષ્ટિના સર્વ્વ બનાવો અને વસ્તુમાં તે અનન્તતા અને આનન્દનો જ ભાસ જોવો એ કવિનાં પ્રત્યેક કાવ્યમાં અને કર્મ્મમાં હેતુરુપ છે.

કોઇ એક બઙ્ગાલી વિદ્વાન ડાક્ટરે કવિ માટે પૂછતાં જણાવ્યું હતું કે;—

" ત્હેનાં (કવિ ટાગોરનાં) જીવનની સંપૂર્ણતાનો ખ્યાલ કરતાં
" મ્હને સાનન્દાશ્ચર્ય થાય છે; જ્યારે તે ઘણો ન્હાનો હતો ત્યારે
" તેણે કુદરતનાં અનેક દ્રશ્યો પર સારાં કાવ્યો લખ્યાં હતાં. ...
" ... આ પછી ત્હેની કલા વિશેષ ગમ્ભીર બનતી ગઇ. અર્થાત
" વિશેષ દાર્શનિક અને આધ્યાત્મિક થઇ; મનુષ્યજીવનની સર્વ્વ મહ-
" ત્વાકાંક્ષાઓનો ત્હેનાં સ્તોત્રોમાં ધ્વનિ છે.*

---

* કવિનાં આવા સ્તોત્રોમાં નીચેની પ્રાર્થના જાણવા જેવી છે;—

તુંહિ નવ નવરૂપે આવ પ્રાણે,
આવ ગન્ધે વરણે, આવ ગાને;

આવ અઙ્ગે પુલકમય સ્પરશે,
આવ ચિત્તે સુધામય હરષે,
આવ મુગ્ધ મુદિત કરમાંયે;
તુંહિ નવ નવ-રૂપે આવ પ્રાણે.

(ગીતાંજલિ

"અમારા સાધુપુરુષોમાં તે (કવિ ટાગોર) પ્રથમ સ્થાને છે
"કે જેણે વ્યવહારિક* જીવનનો નિષેધ કર્યો નથી, પણ આત્માનાં
"ઉંડાણમાંથી તેણે હૃદયોદ્‌ગાર કહાડ્યા છે, અને તેથી જ અમારો
"પ્રેમ ત્હેના પર વિશેષ છે."

કવિએ સ્થૂલ જગતને બ્રાન્તિ પણ માની નથી, તેમજ ત્હેને જીવનને પ્રતિકૂલ પણ ગણ્યું નથી. ઇન્દ્રિયસુખને રસશૂન્ય કે અનેક દ્રવ્યોને ભ્રમ નહિ પણ 'અનેકમાં એકનો અનુભવ' એ ત્હેમનો જીવનસંદેશ છે. વસ્તુતઃ

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥

—એવા જ ભાવનું જીવન અને કવન રાખ્યું છે.

આવ દુઃખસુખે આવ મર્મ્મે,
આવ નિત્ય નિત્ય સઉ કર્મ્મે;
આવ સકલ કર્મ્મ અવસાને§,
તુંહિ નવનવ રુપે આવ પ્રાણે.

---

* મૂલ અવતરણ ઉદ્‌ગારોમાં "who has not refused to live" એટલે "જીવનનો જેણે નિષેધ કર્યો નથી" કિંવા "જીવવાની જેણે ના પાડી નથી" એમ છે. પણ કહેનારનો ભાવ એવો હોવો જોઇએ કે "વ્યવહારિક જીવનનો......" કેમકે બીજા સાધુપુરુષોએ જીવવાનું તો કહ્યું છે પણ તે વ્યવહાર ત્યાગ કરી, ઈશ્વરભજનમાં, જંગલમાં રહીને નિવૃત્તિમાં જીવવાને.

§ કંઈક આવા ભાવમાં—

ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ।

આ રીતે જીવનનાં પ્રત્યેક કાર્યમાં ઈશ્વરત્વનો અનુભવ કવિને ઇચ્છિત જણાયો, અને પ્રવૃત્તિમાં જ નિવૃત્તિનો રસાસ્વાદ એ જીવન-મુક્તિનો આદર્શ ચરિતાર્થ કરી બતાવ્યો. ત્યાગના હેતુનું સત્ય સ્વરુપ* કવિને સ્હમજાયું હતું એટલે વ્યવહાર તેમને માટે અપ્રિય ન હતો, પણ આત્માના ગુણોને પોષણરુપ થઇ પડયો.

માલિની—

" ન દદિ તુજ વિના ક્યાં મુજ અસ્તિત્વ છે જો !
રહીં શકું ન જૂદું હું તુજ વિના કદાપિ,
વિવિધ સુરસ રંગો જે પૂર્યા મુજ અંગો
ભૂલ રહી મમ શક્તિ તોય તું સાધના છે. ૧

---

* "ત્યાગ તો આનું નામ કે સોળહજાર ગોપીઓ જોડે રાસ રચ્યા છતાં શ્રી કૃષ્ણ બ્રહ્મચારી કહેવાયા. સ્થૂલ દેહે રાસ રમાયો; સર્વ થયું, પણ માનસિક રીતે ત્હેમાં નિર્લિપ્તતા હતી એટલે તે જ સત્ય ત્યાગ છે. ગોપીઓનો આણેલો સર્વ પ્રસાદ દુર્વાસા આરોગી ગયા છતાં પણ તેઓ સદા અપવાસી ગણાયા; કેમકે ખાવાનું કામ તો ત્હેની ઇન્દ્રિયે કર્યું હતું એટલે ત્હેનું મન તે સમયે ખોરાકથી પર હતું. આ જ નિષ્કામ કર્મ, અને આનું નામ જ એકતા, અને એ જ યથાર્થ ત્યાગ !"

( પ્રભુભક્તિ ).

"પ્રથમ સ્વરૂપ ન્હાનું ત્યાંથી ફુટી કલી હું,
અધિક અધિક વેષ્ટન તુજથી પામતામાં;
સ્વગુણ મમ અતિવ, ગુપ્ત તોયે બધા તે
વિકસિત થઇ પુષ્પે, શોભતા ત્હારી સાથે."

(સંગીતધ્વનિ, દ્વિતીયધ્વનિ, કુસુમ).

આમાં કુસુમ માટે વેલીનો નિષેધ જેટલો અયોગ્ય તેટલો જ આત્મા માટે વ્યવહારનો નિષેધ, ત્હેની શક્તિ અને ગુણોને પ્રકાશવાને માટે અવાસ્તવિક ગણી શકાય. કવિ ટાગોર માટે આવી સ્થિતિનું વર્ણન કરતાં મી. એન્ડ્રુસે પોતાનાં એક વ્યાખ્યાનમાં કહ્યું હતું કે;—

"આ પછી કવિનાં પોતાનાં જીવનમાં જાણવા જેવું પરિવર્તન "થયું; જેવી રીતે ત્હેમનો શારીરિક સુંદરતા અને સ્થૂલ વિષયનો "શરૂઆતનો મોહ પાછળથી ધીમે ધીમે, જીવન વધતું ગયું તેમ તેમ "સવિશેષ વિશુદ્ધ અને આધ્યાત્મિક બનતો ગયો તેમ આ વખતે "કવિની રાષ્ટ્રીય અને સામાજિક ઇચ્છાઓ વધુ વધુ આધ્યાત્મિક "થતી ગઇ. મ્હને કવિમાં જે પણ કંઇ વિશેષ આકર્ષક અને દિવ્ય "જણાય છે તે ત્હેમનો જડમાં અને ત્હેની સહાય્યથી ચૈતન્યનો "અનુભવ છે—કે જેમાં ભૌતિક પદાર્થો જાણે જીવનના આવા "આધ્યાત્મિક અનુભવ પછી વિશેષ જ્યોતિર્મય અને વિશુદ્ધ બન્યા "ન હોય!"

એટલે જગતના ભૌતિક પદાર્થોનું વાસ્તવિક સ્વરુપ સ્હમજવાને તેમજ ત્હેમાંથી આનન્દ અને મુક્તિ મેળવવાને માટે તે સર્વમાં

ઇશ્વરત્વનું ભાન થવું જોઇએ. જગતમાં કોઇ પણ વસ્તુ જો સત્યાનન્દ આપી શકતી હોય તો તે અધ્યાત્મજ્ઞાન છે; અને જ્યાં સુધી તે જ્ઞાન આવ્યું નથી ત્યાં સુધી ક્યાં તો જગત રસશૂન્ય લાગે છે કે ક્યાં તો ત્હેમાં મોહ થાય છે.

જગતના વ્યવહારોમાં સ્વાર્થીય બુદ્ધિસઃ દાખલ થવા પૂર્વે આત્માનું જ્ઞાન અત્યાવશ્યક છે; એટલે જડ પદાર્થોમાં કેવલ જડ ભાવ જ અને સ્થૂલ સૃષ્ટિના દૃશ્ય, ગન્ધ, સ્પર્શ, શ્રવણાદિ વિષયોમાં ભૌતિક આસક્તિ નહિ પણ આત્માના તિરોહિત ગુણોનું દર્શન થવું જોઇએ. આથી એવું માનવાને કારણ મળે છે કે, જગતમાં દૃશ્ય થતાં દુઃખો (અને પરિણામે અજ્ઞાનથી ત્હેનો ત્યાગ કરવાની વૃત્તિ, અને જીવનની ક્ષુલ્લકતા, જગતનું અચિર દર્શન, વ્યવહારમાં અસત્યનું પ્રાધાન્ય) અને હર્ષ, શોક, ભયાદિ આત્માના વાસ્તવિક સ્વરુપનું અજ્ઞાન સૂચવે છે. આથી જ —

ઇન્દ્રવજ્રા—

" ભ્રાન્તિમયી દુઃખદ કલ્પનાઓ
ને વ્યાસ આંદોલન ઉર ધેરે;
મૂઢાત્મનું ચિત્ત ભ્રમિત પૂર્વેનું
શંકાસમાધાન સુયોગ્ય ચાહે*. "

---

* 'સંગીતધ્વનિ'ના 'પ્રથમધ્વનિ'માં કાણ્ડ ૪ 'અધ્યાસ'ની ટીકામાંથી આ શ્લોક લીધો છે.

આવા હેતુથી જ આશ્રમોની વ્યવસ્થા કરી છે. જેમાંના પ્રથમ બ્રહ્મચર્યાશ્રમમાં, જગતના વ્યવહારોનું સંપૂર્ણ ભાન ન હોવાથી, ત્હેનો સંપૂર્ણ વિદ્યાભ્યાસ સુધી નિષેધ કર્યો છે. કેમકે અજ્ઞાનને લીધે ત્હેના અતિયોગથી બન્ને રીતે નુકશાન છે.* આ પ્રથમ આશ્રમમાં વિદ્યાર્થી આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે અને ત્યારના એક વખતના સાક્ષાત્કાર પછી એવી સ્થિતિમાં મૂકાય છે કે જગતનું કોઇ પણ દ્રવ્ય ત્હેને પોતાથી ભિન્ન લાગતું નથી; એટલે જડસૃષ્ટિમાંથી ત્હેનો જડભાવ જતો રહી ત્હેમાં સંપૂર્ણ આત્મભાવ થાય છે; અને આ સાક્ષાત્કારની સ્થિતિ પછી જ તે જગતને વધુ સારા રુપમાં જોઇ શકે છે, ત્હેમાંથી દુઃખ અને ભયનો નાશ થતાં આનન્દ અનુભવી શકે છે, અને પરિણામે કવિ કહે છે તેમ 'અનેકમાં રહેલા એકને જોતાં શીખે છે!'

---

* (૧) જગતના દ્રવ્યોમાં મોહ થવાથી રતિને પ્રાધાન્યપદ મળે છે; અને વિષયો અમૃત જણાય છે;—

> उरसि निपतितानां स्रस्तधम्मिल्लकानां
> मुकुलितनयनानां किञ्चिदुन्मीलितानाम् ।
> सुरतजनित खेद स्विन्नगण्डस्थलाना-
> मधरमधु वधूनां भाग्यवन्तः पिबन्ति ॥

(૨) અગર ક્યાં તો અજ્ઞાનને લીધે એવી માન્યતા બન્ધાય છે કેઃ—

આ રીતે આત્માને કેવલ પોતામાં જ સંકુચિત ન કરતાં પોતાના માતા, પિતા, બન્ધુ, ભગિની, પ્રિયા, સુતાદિમાં, વ્યવહારપક્ષેએ અને અન્યરુપે તે આત્માનાં જ પ્રતિબિમ્બો જોતાં શીખે છે. પછી ત્હેની પ્રિયા એ કેવલ ત્હેના સ્થૂલ મોહનું જ કારણ રહે નહિ પણ આત્મા આનન્દરૂપ હોવા સાથે તેયે આત્માની જ છાયા ગણી ત્હેને

---

अहिमिव जनयोगं सर्वदा वर्जयेद्यः
कुणमिव सुनारीं त्यक्तकामो विरागी ।
विषमिव विषयान्यो मन्यमानो दुरंतान्
जयति परमहंसो मुक्तिभावं समेति ॥

પણ એ બન્ને સિદ્ધાંતો એક એકથી અતિશય વિરુદ્ધ હોવા છતાં સત્ય પણ છે અને અસત્ય પણ છે. બે જૂદી જૂદી અપેક્ષાથી એને બરોબર જોઇ શકાય છે; પણ જગતના જ સત્યાનુભવરૂપે ઉભય સિદ્ધાંતોમાં કંઈ સત્ય તો હોવું જોઇએ.

" વસ્તુઓનાં આકર્ષણ તરફથી મનનું છુટાપણું એજ આનન્દના હેતુરૂપ ત્યાગ છે. નહિ તો વસ્તુના બાહ્ય ત્યાગ પછી ચિત્ત તેપ્રતિ દોડ્યું એટલે ત્યાગનો ઉદ્દેશ સદાનો ગુમાવ્યો. ત્યારે તો ઈષ્ટ છે તે જ કે જેઓ વિષયની ભસ્મ અંગે લગાવે છે. " ( આદર્શજીવન, ત્યાગ )

એટલે પરિણામે વિષયોનો નિષેધ ન કરતાં, વિષયોમાં સ્વપ્રવૃત્તિ સમયે સદાય યાદ રાખવું કે,

' इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तंत '

પોતાનું જ સ્વરુપ સ્હમજે છે. એટલે જગતનાં આ સિવાયનાં બીજાં દ્રવ્યો પણ આત્મરુપ લાગે છે; અને પરિણામે 'आत्मवत् सर्व भूतेषु' વૃત્તિ સ્વભાવિક જ ઉદિત થાય છે. 'ઊર્મિ'માં જણાવ્યું તેમ;—

શિખરિણી—

ઉંચે જોયું મ્હેં તો નયન મમ ના ત્યાં ઠરી શકે,
અને મીંચાઇને જગત્ સઘળું શૂન્ય કરી લે. ૨

અહા ! તેવે દૃષ્ટિ સુરજ પર મ્હારી પડી પછી
મીંચું નેત્રો ત્યાં તો કનકમય કો' તેજ ઝલકે.
વળી ઉઘાડીને જગત્ પર માંડું નજર ત્યાં
બધે બિન્દુરુપે અગણિત રવિ શા નભ દિસે !
હશે સાચા વા ના ગગનતલના એ રવિ બધા;
તથા તેથી બીજા વધુ નભમહિં સૂર્ય વસતા ? ૮

(આકાશ)

—આવી સાક્ષાત્કારની સ્થિતિને અન્તે, આત્મજ્ઞાનની પ્રાપ્તિ પછી જગતમાં પોતાની પ્રવૃત્તિ હોવા છતાં તે સદા સર્વદા મુક્ત જ છે. મોહ ત્હેને બાંધી શકતો નથી; વસ્તુતઃ જગતનાં દ્રવ્યોમાં ત્હેને મોહ રહ્યો નથી. આ વખતે મોહ પ્રેમના રુપમાં પરિવર્તન પામે છે અને વિશ્વવ્યાપી પ્રેમનો ઘોષ વિશાલતા પામતાં કવિ કહે છે તેમ;—

"જ્વલિત તહિં થતો આ મોહ મુક્તિરૂપે, ને
વિકસિત મમ થાતો પ્રેમ જો ! ભક્તિરૂપે."

(ગીતાંજલિ)

લક્ષ્યબિન્દુને પ્રાપ્ત કરવાને જગતમાં સાધનો હોવાં જ જોઇએ, એટલે સાધનોનો નિષેધ કરી લક્ષ્યબિન્દુને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન અવશ્ય દુષ્કર જ ગણાય. પોતાનો ચેલો થવા આવનાર એક શિષ્યને ગુરૂએ પૂછ્યું હતું કે, "જગતમાં ત્હને કોઇ વસ્તુ પ્રિય છે?" આનો ત્હેણે નકારમાં જવાબ આપતાં ગુરુએ જણાવ્યું કે, "ત્હારે માટે ઇશ્વર-પ્રાપ્તિ વિશેષે અસમ્ભવિત છે,"

પ્રેમને સ્થાનાન્તર કરી શકાય, પણ જ્યાં પ્રેમનો વિષય જ ન હોય અગર પ્રેમની જેમાં ઉર્મિઓ જ ન સ્ફુરતી હોય ત્હેમાં ત્હેની ઉત્પત્તિ દુઃસાધ્ય છે. દ્રવ્ય, પુત્રાદિનો પ્રેમ ભલે કનિષ્ઠ હો પણ પ્રથમના મંગળાચરણરુપે તો તે આવશ્યક ગણાશે જ. કવિ જણાવે છે તેમ,

"દિવ્ય સૌન્દર્યને પ્રાપ્ત કરવાનો માર્ગ પ્રેમના અતિ સામાન્ય "અનુભવોમાંથી વહે છે."

અને આનો અનુભવ જગતના અત્યાન્તિક ત્યાગથી નથી થતો પણ જગતમાં રૂહેવાથી જ થાય છે. નિવૃત્તિ એ શરીરનો વિષય નથી પણ મનનું કારણ છે એટલે ત્યાગના ઉદ્દેશને માનસિક દૃષ્ટિથી ચરિતાર્થ કરતાં જગતમાં દેખાતાં બન્ધનો પ્રેમના બીજને અધ્યાત્મ દૃષ્ટિથી પોષણરુપ છે.

કવિએ પોતાનાં વ્યાખ્યાનમાં એક જગ્યાએ કહ્યું છે કેઃ—

" આનન્દપ્રદ સમુદાયનો સહવાસ ત્યાગી, તે આનન્દરુપ મૂર્તિને
" નિવૃત્તિના શૂન્યકારમાં શોધવાને, એવો તે કોણ મૂર્ખ હશે કે જે
" (અકાર્યના ક્ષેત્રમાં) ન્હાસી જાય ?"

આનન્દમાંથી જગતની ઉત્પત્તિ માન્યા પછી* ત્હેનાં દ્રવ્યોમાં દુઃખની કલ્પના કરવી એ કેવલ બુદ્ધિ શૂન્યતાનું પરિણામ જ ગણાય. આત્માને આનન્દરુપ માન્યા પછી, હેતુરુપ ત્હેનો સાક્ષાત્કાર એ આનન્દ વિના અન્ય હોવાનો સંભવ ક્યાંથી ? જગતનાં દ્રવ્યો દુઃખદાયી માનતાં જીવનનું અસ્તિત્વ જ અકારણ ગણાય ? અન્તઃકરણ તે માન્ય કરતું નથી, અને એ જ સ્થિતિમાં કવિને કેટલાક મિત્રોએ પૂછતાં, સ્થૂલ ત્યાગનો નિષેધ કરતાં ત્હેમણે કહ્યું હતું કે;—

" ના, મ્હારા પ્રિય સખાઓ ! હું કોઇ પણ દિવસ સન્યાસી
" થઇશ નહિ પછી તે માટે ત્હમે ગમે તે કહો. ... ... ભલે મ્હને
" શીત વિશ્રાન્તિનું સ્થલ અને મ્હારાં સુખદુઃખોની સહચારીણિ
" મળો કે ન મળો પણ તેથી હું કદિયે સન્યાસ લઇશ નહિ."

કવિનાં આ વાક્યો સંસારના મોહથી બોલાયાં નથી પણ

---

* आनन्दादेव तज्जातं तिष्ठत्यानन्द एव तत् ।
आनन्द एव लीनं चेत्युक्तानन्दात्कथं पृथक् ॥

पंचदशी

અન્તર આત્માના સ્વાભાવિક ઉદ્દગારરૂપે બ્હાર આવ્યાં છે. મોક્ષ, શાન્તિ, અગર આનન્દ માટે વસ્તુમાંથી નિવૃત્તિના ઉપાયો યોજાવા ન જોઇએ પણ ત્હેમાં જ તાદાત્મ્ય અનુભવી તે અનન્તનો ત્હેનાં અણુમાં સાક્ષાત્કાર કરવો એ જ પ્રવૃત્તિમાં ઇપ્સિત ગણાય.

કેટલીક વખત વિષયોનો ભય લાગે છે ખરો પણ તે વિષયો-પરનો આપણો કાબુ ન હોવાના કારણથી જ નહિ તો તે કંઇ અકુદરતી નથી. આસુરી શક્તિ વધી જતાં ત્હેમાં મોહ થાય છે એટલે પ્રેમના સત્ય સ્વરુપને પ્રકાશવાને અવકાસ જ મળતો નથી નહિ તો શુદ્ધરૂપે ત્હેમાં અને આપણામાં કશો ફેર નથી.

વસ્તુનો જ્યાં સુધી આપણુને સાક્ષાત્ અનુભવ થયો નથી ત્યાં સુધી આપણે ત્હેનાથી બ્હીએ છીએ પણ જગતને એક વખત આપણું પોતાનું જાણ્યા પછી ત્હેમાંની કોઇ વસ્તુ આપણને દુઃખ આપી શક્તી નથી. જીવનને દુઃખી ગણનાર મનુષ્યોને જગતના પ્રત્યેક બનાવ ઉન્નતિને પ્રતિકૂલ જાણાય એમાં નવાઇ નથી. પણ આથી ઉલટી સાક્ષાત્કાર પછીની સ્થિતિ છે કે જેમાં પ્રતિકૂલ જેવું કશું જણાતું જ નથી. કવિ એક જગ્યાએ લખે છે કે;—

"જેઓએ આત્માનો સંપૂર્ણ સાક્ષાત્કાર કર્યો છે તેઓ કદિ પણ
"જીવનની દુઃખપૂર્ણતા કે કર્મમાં બન્ધનોની શોકાકુલ સ્વરે વાતો
"કરી નથી."

આનન્દની ઉત્પત્તિરુપ જગતને દુઃખનું કારણું માની ત્યજવું એ બાલકની માફક છરીમાં બાઉની સંભાવના કરી ડરવા જેવું છે. જગતની સર્વે વસ્તુઓ તે સર્વે સામાન્ય ઐક્યપ્રતિ સમાન રીતે ખેંચાતી જાય છે, ત્હેનો કોઈ અવરોધ કરી શકતું નથી. આનન્દપ્રતિ ત્હેમનું વ્હન પ્રત્યેક દ્રવ્યમાંથી પ્રત્યક્ષ થાય છે. જીવન અને જગતનો આજ રુપે સમ્બન્ધ બતાવવાને માટે કવિએ એક જગ્યાએ લખ્યું છે કેઃ—

"તે એક 'રેલ્વેના સ્ટેશન' જેવું છે; પણ ત્યાંની ઉતરવાની "જગ્યા તે કંઈ આપણું ઘર નથી. કેવલ તેણે જ અપરિમિત સત્ય "જોયું છે કે જે જગત્ આનન્દની ઉત્પત્તિ છે એમ જાણે છે." અને આ જ રુપમાં કવિએ પોતાનો સુદૃઢ વિચાર પોતાનાં એક કાવ્યમાં નીચે પ્રમાણે જણાવ્યો છેઃ—

**મન્દાક્રાન્તા—**

ના, ના! મિત્રો કદિ પણ બનું
હું ન સન્યાસી—ત્યાગી!
ક્હેજો જે જે મુખથી ગમતું,
ઉર ના રોષ તેથી.
લેશે ના તે વચન મુજસહ
શું બનું ત્યાગી તેથી?
ના, ના! તોયે કદિ નહિ બનું
હુંય સન્યાસી—જોગી!

શીળી છાયા, સુખ દુઃખ તણી
કો' સખી ના મળે તો
લીધા છે મ્હેં સપથ કઠિન
ના કદિ 'ન્યાસ લેવા.
ના, ના ! મિત્રો ગૃહધ્વનિ મૂકી
શાન્ત એકાન્ત ગાને
જાઉં હું ના, ધ્વનિપ્રતિધ્વનિ-
યુક્ત આવાસમાં જે;

સંગીતો ના મધુર મધુરાં
હાસ્યનાં વાગશે તો,
કે ના ત્યાંથી ફર ફર ઉડે
કેસરી સ્નિગ્ધ વસ્ત્રો !
કે ના મૃદુ વચન સુખનાં
શાન્તિનું ધૈર્ય આંકે
તોયે તેથી કદિ નવ બનું
હુંય સન્યાસી-ત્યાગી* !



* કવિની યૌવનાવસ્થામાં લખાયલાં "અમાચાર ખેલા" ના કાવ્ય-માંનાં એકનું ભાષાન્તર. કવિનું એ જાણીતું પણ જુનું કાવ્ય છે

જો કે કવિનું આ કાવ્ય ઘણા વખત આગળ લખાયું છે તો પણ ત્હેનું બંધારણ ત્હેમના વિચારો દર્શાવવાને સંપૂર્ણ છે. સન્યાસના ઉત્પાદક કારણમાં કવિ ઘર સંસારની ખટપટને પણ એક ગણે છે. એટલે કેટલીક જગ્યાએ મ્હેં અનુભવ્યું છે તેમ "સુખદુઃખતણી કો' સખી ના મળે તો" ઘણા ખરાને સન્યાસ લેવાની વૃત્તિ થઇ આવે છે. આમાં જગતની સ્થૂલ ચીજોનો મોહ કવિ પાસે એમ બોલાવે છે એવું નથી છતાં કોઇને તેમ કહેવું હોય તો "ઉરના રોષ તેથી."

કવિનાં જીવનમાં અને સિદ્ધાંતોમાં વધુ નવાઈ જેવું લાગે છે તે એ જ કે તેઓનો ઉપદેશ, આપણા ધર્મ્મશાસ્ત્રોની કહેવામાં આવતી આજ્ઞાઓ પ્રમાણે, સન્ન્યસ્તના સ્થૂલ પોપકરુપે નથી પણ જીવનમાં આનન્દત્વનો ઝણઝણાટ પૂરે છે. તેઓનાં કાવ્યો જીવનની દુઃખમયતા બતાવતાં નથી પણ તેનું સૌન્દર્ય ખૂલ્લું કરે છે. ત્હેમનાં પ્રેમનાં સૂત્રો ત્યાગમાંથી આવતાં હોવા છતાં જગતની ઐક્યતામાં લીન થાય છે. ત્હેમનું કથન વિવિધતા ભર્યું હોવા છતાં ઐક્યનો જ ઉપદેશ કરે છે. ત્હેમના વિચારો વાંચતાં હૃદય ત્હેમાં સત્યની સાક્ષી પૂરે છે. એટલે જીવનની માધુર્યતા જે અનેક રુપે દૃશ્યમાં જણાય છે તે કલ્પનામાં યથાર્થ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય ત્હેમનાં વહનમાં છે. જીવનને ક્ષણિક માની દુઃખવાદની પૂર્તિ ત્હેમણે કરી નથી પણ અનન્તતામાં વહતા પ્રાણને અપરિમિત દાન પ્રભુ હસ્તે સતત મળતું રહે છે, એ બોધ ત્હેમનાં 'પ્રથમ' કાવ્યમાં જ ચિતરાયો છે.

મ્હને પ્રભુ! તું અશેષ કરે છે
એવી જ શું લીલા ત્હારી?
ઢોળે ને વળી ફરી તું ભરે છે
નવીન જીવન—વારી.

* *

મ્હને ( પ્રેમ કરી ) એક મુઠી ભરી
દે છે તું દાન દિવસ વિભા વરી,
કંઈક યુગ એમ જ ગયા સરી
શું હું બે કર—ધારી.

(ગીતાંજલિ)

આ સર્વ્વ જાણવાને માટે કવિ કહે છે તેમ એક વખત સાક્ષાત્કારની જરૂર તો છે જ. જીવનની સંપૂર્ણતા, માધુર્ય્યતા અને એકતા સ્હમજવાને તે સર્વ્વમાં રહેલાં એકની ઓળખાણ થવી જોઇએ. આ માટે " ગીતાંજલિ " માં કવિ એક જગ્યાએ લખે છે કે;—

ત્હને જાણ્યા પછી નથી કંઇ પર,
દ્વાર નથી કોઇ બન્ધ, નહિ ડર,
સર્વ્વ મહિં રહ્યા એકના સ્પર્શ
આનન્દ લુટું સદાય;
દૂરને કર્યું નિકટ, બન્ધુ!
પારકાને કર્યો ભાઈ!

કવિને પોતાને પરિવાર છે ત્હેને ભ્રાન્તિ ન માનતાં ત્હેની ઉન્નતિની યોજના કવિ કરે છે. પોતાના પુત્રના અભ્યાસમાં સહાય્યક થઇ પડવા તેઓ તેને જાતે અમેરીકા લઇ ગયા હતા. એટલે નરસિંહ મેહતાની માફક ત્હેના મરણની વાટ જોતાં—

" ભલું થયું ભાંગી જંજાળ
સુખે ભજશું શ્રી ગોપાલ!"

એમ નહિ, પણ જીવનની ઉપયોગીતા સ્હમજી ત્હેની પ્રપૂર્ણતા પ્રતિ ત્હેમનું ધ્યાન વિશેષે છે. આથી ત્હેમનામાં જગતનો મોહ છે એમ ન ક્હેવાય; પણ જગતમાંથી ન્હાસી પ્રભુને બ્હાર શોધનારની તેઓ ઉત્પેક્ષા કરે છે:—

" જગતને ત્યજી ત્હેમાંથી ન્હાસી જઇ ઇશ્વરને પહોંચવાની ઇચ્છા
" રાખનાર મનુષ્ય, અરે! ત્હેને ક્યારે અને ક્યાં મળવાની આશા
" રાખે છે? તે ઉડીને ક્યાં સુધી ન્હાસી શકશે—શું તે ચિરકાલ
" ઉડયા જ કરશે કે જ્યાંથી તે શૂન્યતાના ઘોર અન્ધકારમાં આવી
" રૂહેશે? ના, તે ભીરુ કે જે ઉડીને ન્હાસી જવા માગે છે તે ઇશ્વ-
" રને કોઇ પણ જગ્યાએ શોધી શકશે નહિ. આથી ઉલટું આપણે
" હંમેશાં હિમ્મતથી એમ જ ક્હેવું જોઇએ કે, 'અમે ત્હેનું અહિં
" અને ' આ જગ્યાએ જ હમણા અને આ ક્ષણે જ દર્શન કરીએ
" છીએ.'* "

* કવિના " કર્મમાં સાક્ષાત્કાર " ના વ્યાખ્યાનમાંથી.

વિષયોનું નિષ્પ્રયોજન કવિને માન્ય નથી. જીવનના પ્રત્યેક બનાવો, હૃદયના ઉદ્દગારો અને જગતનાં અનેક દ્રવ્યમાં તે અનન્તતાનો કંઇ પણ હેતુ રહ્યો છે. એમ તેઓ માને છે. એટલે વિષયોની ઇચ્છામાં ઉદ્દભવતી પ્રવૃત્તિનો કંઇ પણ હેતુ છે અને ત્હેને વિવેકથી વહન આપવું એમ કવિની માન્યતા જણાય છે.* ત્હેની તૃપ્તિ ન થવી જોઇએ, એટલે અપૂર્ણતાથી આનન્દની અભિવૃદ્ધિ થાય છે. પોતાની વાતચીતમાં કવિએ વિષયોમાં દુઃખનું કારણ ત્હેની પૂર્ણતામાં છે એમ જણાવ્યું હતું.§

" જ્યારે આપણે ખોરાક લઇ આપણી ક્ષુધાને તૃપ્ત કરીએ " છીએ ત્યારે સ્વામિત્વની ક્રિયા પૂર્ણ થાય છે. વળી જ્યાં સૂધી આપણી

---

* તેહ આનન્દ-ચરણપાતે,
પડ્ ઋતુ સુનૃત્ય સાથે,
આવે ને જાય સમાન ગતિએ
વરણ ગીતે ગન્ધે રે;
ફેલાય ક્ષણેક, નષ્ટ ક્ષણેકમાં
અશેષ ધોધ આનન્દે રે.
( ગીતાંજલિ )

§ જો કે કેટલાકો ત્હેનાં મૂલમાં જ દોષ ક્હાડે છેઃ

(૧) प्रलोभितः पतत्यन्धे तमस्यग्नौ पतङ्गवत्।

(૨) न संसारोत्पन्नं चरितमनुपश्यामि कुशलं।

પણ વાસ્તવિક રીતે જોતાં કવિનો આ બાબતનો વિચાર અતિશય વિશ્વાસપાત્ર છે.

" ભુખને શાન્ત કરવામાં આવી નથી ત્યાં સુધી ખાવામાં એક જાતનો
" આનન્દ મળે છે. કારણ કે ત્યારે આપણા ખાવાનો આનન્દ તે
" અનન્તતાને સર્વે બાજુથી અનુભવે છે."

જગતમાં કોઈ કોઈ સમે પ્રત્યક્ષ થતાં દુઃખોને કવિ આનન્દના જ અંશુઓ માની લે છે;—

" મ્હારા જીવનમાં જે કંઇ સર્વે કટુ અને કઠિન જણાય છે
" તે સર્વે ત્હારા અમૃતમય ગાનમાં ગળી જાય છે."

આ વિષયે કવિને માટે લખતાં મી. અર્નેસ્ટ રૂહીઝ પોતાના નવાં પુસ્તકોમાં લખે છે કે;—

" તે ( કવિ ટાગોર ) જેવી સ્થિતિમાં વસ્તુઓ મળતી ત્હેમાં
" સંતોષ માની લેતા, અને આખો દિવસ સૂધી ઉપનિપદોના સિદ્ધાંતો
" કે તત્વજ્ઞાનના વિપયો ઉપર વિવાદ કરવાનું પસંદ કરતા નહિ. ઘણી
" વખત તે મનોરંજન વાર્તાઓ કરતા, કોઇક વખત આનન્દમિશ્ર
" તો કોઈ વખત કરુણાયુક્ત; પણ એ સર્વેમાં ત્હેમનો વિશિષ્ટ-
" સ્વભાવ એવો હતો કે મનુષ્યોની વિભિન્નતા અને પ્રતિકૂલતામાંથી
" પણ તેઓ આનન્દ અનુભવતા; જ્યારે કોઇ કોઇ વખત અણધારેલા
" સમયે ત્હેમને સંગીતની ઉર્મિ થઇ આવતાં તેઓ પોતાનાં ગીતો,
" ચમત્કૃતિયુક્ત પણ સુમધુર હિન્દી રાગરાગિણીમાંથી સ્ફુરિત, ઉચ્ચ
" સ્વરે લલકારતા. આ સિવાય બીજે વખતે જો ઈંગ્લૅન્ડનો ભાનુ*

---

* મૂલમાં "The English sun" છે. ઈંગ્લૅન્ડ અને હિન્દુસ્થાનના

"સુભાગ્યે† પ્રકાશવામાં ફલિત થયો તો હેમ્પસ્ટેડના ઉદ્યાનમાં લીલાં
"ઘાસ ઉપર બેસી શહેરનાં છાપરાંઓ અને ઝાડની ટોચો ઉપરથી સરી
"આવતા ઘોંઘાટ અને કલહમાંથી પણ તે અતિશય આનન્દ લેતા."

કવિનાં વ્યવહારિક જીવનની તુલના કંઇક પ્રસંસાયુક્ત રીતે કરતાં મી. રહીઝ પોતાનાં "**રવિન્દ્રનાથ ટાગોર**"માં લખે છે કેઃ—

"ત્હેનાં (કવિ ટાગોરનાં) સમસ્ત કાવ્યો, ગીતો, અને દાર્શ-
"નિક લખાણોનો ભાવપ્રવાહ આપણને એટલી તો ખાત્રી આપવાને
"બસ છે કે, કવિ સાધુપુરુષ કિંવા ઋષિ કે જે આપણા સામાન્ય
"જીવનક્રમ અને સ્વભાવથી પર કિંવા ભિન્ન અને વિપરિત હોય છે
"તેવા થવામાં માન સ્હમજતા નથી (કિંવા તેમ કુહેવડાવવાની
"ઇચ્છા રાખતાં પોતાના વિચારો તે માટે ફેરવતા નથી). તે આપ-
"ણામાંનાં જ એક છે; અને તેમણે આપણી વાસનાઓ અને વિષય-
"ક્ષુધાનો અનુભવ કર્યો છે; ત્હેમને આપણી ઇચ્છાઓનો સ્પર્શ થયો
"છે. ત્હેમણે સ્ત્રી અને પુરુષનો પ્રેમ જાણ્યો છે તે સાથે પુત્ર પુત્ર્યાદિ
"તેમજ ન્હાનાં બાલકોના પ્રેમનો સ્વાદ પણ ચાખ્યો છે. મનુષ્યમાંથી
"કવિ બનવાની તેમ જ કવિમાંથી મનુષ્ય બનવાની અનેક વિડમ્બ-

---

સૂર્યોમાં કોઇ પ્રકારનો ભેદ છે એમ નથી પણ લખનારનો આશય એવો હોવો જોઇએ કે "ઇંગલૅન્ડ દેશમાંથી દેખાતો સૂર્ય".

† ધુમસ અને વાદળથી ઘેરાય રહેલા તે દેશમાં સૂર્ય ક્વચિત્ જ ઉગે છે; એટલે કોઈ કોઈ વખતે ત્હેનો ઉદય એ "સુભાગ્ય" જ લેખાય.

" નાઓનો હેમને સ્વાનુભવ થયો છે. ... ..."

જો કે કવિનો મોહ સામાન્ય જનસમૂહના મનુષ્ય જેવો નથી તોપણ હેમનામાં વિશ્વવ્યાપી પ્રેમનું બીજારોપણ તો અનેક અનુભવ પછી પાછળથી જ થયું હતું. તેપૂર્વે હેમની ઇચ્છાઓ પરિમિત પણ મોહયુક્ત તો હતી જ! પોતાની યુવાનાવસ્થામાંથી હેમને ઇશ્વરત્વનો એટલો તો સંપૂર્ણ ભાસ થયો હતો કે જગતમાં ત્યાજ્ય વસ્તુ કઇ તે જ તે સ્હમજી શકતા નહિ. આ માટે કવિ જાણે ભગવાન બુદ્ધની વ્યંગમાં ઉત્પેક્ષા ન કરતા હોય તેમ હેના ત્યાગ માટે પોતાનાં એક કાવ્યમાં લખતાં જણાવે છે;—

"મધ્ય રાત્રે તે ભાવિ સન્યાસીએ વિચાર્યું:

"'ગૃહસંસાર અને જગતનો ત્યાગ કરી ઇશ્વરની શોધ કરવાનો
"'આ જ યોગ્ય અવસર છે. અરેરે! અત્યારસુધી અહિં મને મોહમાં
"'બાંધી રાખનાર એ કોણ હતું?'

"પ્રભુએ ધીમેથી કહ્યું, 'હું' પણ હેના કાનો તે સાંભળવાને
"બન્ધ થઇ ગયા હતા.

"પલંગની એક બાજુએ, હેની લાવણ્યમયી સ્ત્રી એક સુતેલાં
"ન્હાનાં બાલકને પોતાની છાતી સરસું ચાંપી, શાન્તિથી નિદ્રા
"લેતી હતી.

"તે માણસે કહ્યું, 'અરે! આટલો લાંબો વખત સુધી મ્હને
"મૂર્ખ બનાવનાર હમે કોણ છો?'

"ફરીથી અદૃશ્ય અવાજ થયો, 'તેઓ ઈશ્વર છે,' પણ તેણે તે
"સાંભળ્યું નહિ.

"પોતાની માતાના ખોળામાં વધુ સંતાતાં, તે નિર્દોષ બાલક
"સ્વપ્નમાં ઝબકીને રડી પડ્યું.

"પ્રભુએ આજ્ઞા કરી, 'હે મૂર્ખ! ઉભો રહે, ત્હારૂં ઘર છોડી
"'ન્હાસી નહિ જા'; પણ હજી તેણે કંઇ સાંભળ્યું નહિ.

"ઈશ્વરે નિશાશો મૂકતાં કહ્યું, 'મ્હને પોતાને જ ત્યજી, મ્હારો
સેવક મ્હને શોધવાને કેમ ભટકે છે?'"§

જો કે આ વિચારો કવિના ઘણા આગળના છે તોપણ ત્હેમાં હજી સુધી કંઇ ફેરફાર થયો નથી. પોતાના વિચારો જણાવવાની ત્હેમની સ્વતંત્રતા, ત્હેનું આત્મપ્રેરિતપણું અને તે સાથે કલા વાચકના હૃદયમાં ત્હેની અસર સદાને માટે જડી મૂકે છે. ત્હેમના ઉદ્‌ગારોની સરલતા અને કુદરતીપણું એ જ ત્હેનાં વ્યક્તિત્વમાં મોહક જણાય છે.

જીવનસંદેશને લગતા કવિના જાણવા જેવા વિચારો ત્હેમનાં ઘણાં ખરાં પુસ્તકો જૂદી જૂદી રીતે જોવામાં આવે છે. કોઇ વખત નાટકના પાત્રના મુખે બોલાવી, કોઇક વખત કાવ્યમાં કલા સાથે ગુંથી, કોઇ વખત લેખો અને વ્યાખ્યાનોમાં નિર્ણયપણે પ્રદર્શિત કરી, કોઇક

§ કવિનાં "The Gardener" નામનાં પુસ્તકમાનાં એક કાવ્યનું સ્વતન્ત્ર ભાષાન્તર.

વખત ટુંકી વાર્તાઓમાં સરલપણે સ્હમજાવી, કવિએ પોતાના સામાજિક, આધ્યાત્મિક, અને ધાર્મ્મિક વિચારો જનસમૂહસમક્ષ પ્રેરિત રુપમાં ચિતર્યા છે.

જીવનપરત્વે ત્હેની ઉપયોગીતા, વ્યવહાર, અને બન્ધારણના નિયમો જાણ્યા પછી કવિનાં ધાર્મ્મિક વિચારોનું અવલોકન્ અતિશય સરલ થઈ જશે. પૂર્વે જણાવ્યું તેમ કવિએ ધર્મ્મને સમાજથી ભિન્ન માન્યો નથી, પણ ત્હેમાં વર્તનની સમગ્રતા કલ્પી છે. ત્હેમની માન્યતા પ્રમાણે, " હિન્દુસ્થાનમાં ધર્મ્મ એટલે સમાજનું સંપૂર્ણ જીવન—"

**ધાર્મ્મિક વિચારો**

કે. એસ. રામસ્વામી શાસ્ત્રી કવિ ટાગોરના ધાર્મ્મિક વિચારો'પર ટીકા કરતાં જણાવે છે કે;—

" કાર્લાઇલે ધર્મ્મને 'મનુષ્ય જીવનની અતિ ઉપયોગી બીના
" 'ગણી છે'; અને તેથી કવિ ટાગોરના ધાર્મ્મિક વિચારો જાણવા
" એ અતિશય આનન્દની વસ્તુ છે, એટલે એક તો ધર્મ્મ એ
" જીવનનું મુખ્ય અઙ્ગ છે અને તે સાથે કવિ ટાગોર જેવા ગહન
" અધ્યાત્મવેત્તાનું અન્તઃકરણ વાંચવાની જનસમાજ જીજ્ઞાસા રાખે
" એમાં નવાઇ જેવું નથી. કેમકે કવિના વિવિધ આન્તર અનુભવ
" અને સાક્ષાત્કાર પછી ત્હેમના વિચારો ગુઢ, સત્ય, અને પ્રેરિત
" હોવાની આશા રહી શકે છે."

મનુષ્યના સાક્ષાત્કાર પછીની સ્થિતિના વિચારો વિશેષે હૃદયગ્રાહ્ય

હોય છે એમાં તો સંદેહ નહિ જ પણ ત્હેમાંયે એક કવિત્વની દિવ્ય શક્તિથી ભુષિત પ્રાણ જે ઉદ્દ્ગારો કૂહાડે તે અવશ્ય સુમધુર લાગ્યા વિના ન જ રહે.

કવિના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ બ્રહ્મોસમાજના અગ્રેસર હતા અને ત્હેની અસરો ન્હાનપણમાં કવિ ટાગોરના મગજ પર પડી હતી. આ માટે એક ટીકાકાર લખે છે કે;—

" આ સાથે વધુ યાદ રાખવું જોઇએ કે, કવિ ટાગોર પોતે " બ્રહ્મોસમાજના અંશુ છે કે જેના સિદ્ધાંતોમાં ક્રિશ્ચીઆનિટીની ઘણે " મ્હોટે ભાગે છાયા માલમ પડે છે. આથી કેટલાક હિન્દુ સામાજિક " રીતરિવાજો અને મૂર્તિપૂજાદિની ઘૃણાની ઝાંખી રેખાઓ ત્હેમના " મગજમાં ચિતરાય છે. "

ટીકાકારના ઉપયુક્ત વાક્યોમાં મૂર્તિપૂજાદિના વિષયે કવિના વિચારો જરા નિરુત્સાહી છે* ખરા પણ સાધનરુપે ગણતાં તે ઉચ્ચ ભૂમિકાના અનુભવી મનુષ્યને અનુપયોગી જણાય એમાં આશ્ચર્ય જેવું નથી; કિંવા તેમ કૂહેવા માટે કવિનો દોષ પણ કૂહાડી શકાય એમ નથી. " કેટલાક સામાજિક રીતરિવાજો " માટેનો ટીકાકારનો આક્ષેપ સપ્રમાણ નથી. કવિ સુધારક છે એ વાત ખરી પણ તે સાથે તેઓ

---

* પોતાનાં ' ગીતાંજલિ 'નાં એક કાવ્યમાં કવિએ નીચે પ્રમાણે ઉદ્ગારો કૂહાડ્યા છે;—

(૧) રાખ, ધ્યાન, ફૂલો નાંખી દે;

સ્વચ્છન્દી નથી. હેમનામાં કવિત્વશક્તિ અને જ્ઞાનનું પોષણ સારૂં છે એટલે સમયાનુસાર જે જે ફેરફારો સમાજમાં કરવા હેમને યોગ્ય જણાયા તે હેમણે વિના સંકોચ જણાવ્યા એટલું જ! તેઓનું હૃદય સુસંસ્કૃત છે એ તો ટીકાકાર પોતે પણ ના પાડી શકતો નથી. તે કહે છે કે;—

"પણ હેમની બુદ્ધિ વિવેકની ન્યૂનતાવાળી નથી, તથા હેમનું
"હૃદય પ્રેમથી પ્રપૂર્ણ હોવાથી સામાન્ય મનુષ્ય સમાજથી વિભક્ત
"ધર્મ્મ ધર્મ્મના અનેક મતમતાન્તરોથી તેઓ પર છે."

કવિને પોતાને કોઇ ખાસ ધર્મ્મ છે એમ તો નહિ જ કહી શકાય. જો કે વૈષ્ણવમતના સિદ્ધાંતો અને ગૌરાઙ્ગ મહાપ્રભુના ઉદ્ગારોની હેમનાં કાવ્યોમાં છાંટ છે તોપણ હેમને વેદાન્ત ત્યાજ્ય કે અપ્રિય નથી.

ડા. એ. કે. કુમારસ્વામી કવિનાં ધાર્મિક કાવ્યોનાં વલણની ટીકા કરતાં લખે છે કે;—

---

(२) अन्धकारे लुकिये आपन मने
काहारे तुई पूजिस् सङ्गोपने
नयन मेले दख् देखि तुई छेये
देवता नाई घरे ।

" વૈષ્ણવ ધર્મકલા માનુષીય ગુણોને સંપૂર્ણપણે અનુરુપ છે,
" અને આવા જ વિચારોની શાલામાંથી કવિ રવીન્દ્રનાથ ટાગોરનાં
" કાવ્યો ઉતરી આવ્યાં છે. ત્હેમાં (વૈષ્ણવ વિચારશાલામાં) શ્રી
" ચૈતન્યાદિ મહાપુરુષોના સિદ્ધાંતો અને જયદેવ તથા ચંડીદાસાદિ
" સુવિખ્યાત કવિઓના વિચારોનો પ્રતિધ્વનિ થયો છે."

આ સિવાય ધર્મવિષયે કવિના મન ઉપર કબીર, વિદ્યાપતિ, ચંડીદાસાદિકના કેટલાક સપ્રમાણ સિદ્ધાંતોની અસર થઈ છે. ત્હેમનાં કેટલાંક કાવ્યોનાં ત્હેમણે 'અંગ્રેજી' માં ભાષાન્તર પણ કર્યા છે.

તેઓથી થએલી કવિના મન'પરની અસરને માટે લખતાં કે. એસ. રામસ્વામી શાસ્ત્રી લખે છે કે;—

" તેઓને (કબીર, વિદ્યાપતિ, ચંડીદાસાદિ કવિઓને) અને
" તેઓના સ્વાનુભવરસિક, મન્નાયકર્ષક, અને ઉદાત્ત અન્તઃપ્રવાહને
" સ્હમજ્યા પ્હેલાં કવિ ટાગોરને સ્હમજવાનો પ્રયત્ન કરવો એ
" વિશેષે અસમ્ભવિત છે."

કવિત્વશક્તિની કલાને ખીલવતાં કવિમાં તે વિચારોનો પ્રવાહ વહે એમાં આશ્ચર્ય નથી. **શ્રી ગૌરાઙ્ગ** મહાપ્રભુ પછી બઙ્ગાલના ઘણા ખરા ભાગમાં ભક્તિમાર્ગ વિશેષ પ્રચલિત થયો છે અને ત્હેની અસર કવિ'પર અને ત્હેમના પિતા'પર થયા વગર ન રહે એ સ્વાભાવિક છે. કવિના પિતા અતિ ભક્તિમાન હતા અને કવિમાં પણ

તે છાપ ન્હાનપણથી પડી એટલે ભક્ત જણાતું કવિનું હૃદય તે ત્હે-મના પિતાના રોપેલાં બીજનું જ ફલ ગણાય.

તત્વવિષયે કવિના સિદ્ધાંતો વેદાન્તના પોષણરૂપ છે. આત્મા અને બ્રહ્મની ઐક્યતા-**जीवो ब्रह्मैः केवलम् ।** ત્હેનું સર્વત્ર વ્યાપક-પણું-**सर्वं खल्विदं ब्रह्म ।** અને બ્રહ્મની આનન્દપૂર્ણતા-**आनन्दो ब्रह्म ।** કવિએ પોતાનાં કાવ્યોમાં અનેક જગ્યાએ પ્રતિપાદન કરી છે.

'ગીતાંજલિ'નાં નીચેનાં કાવ્યમાં કવિ આત્માને બ્રહ્મનો અંશુ માની સ્વરુપ જગતને જૂવે છે. આત્માની અનન્તતા, અને જગતનાં દ્રવ્યોમાં ત્હેની વ્યાપકરુપે કલ્પના કાવ્યઅઙ્ગે પ્રશંસનીય છે. કાલથી અબાધિત આત્માને કવિએ બ્રહ્મ જ ગણ્યો છે:—

શાર્દૂલવિક્રીડિત—

જે વ્હે છે મુજ અઙ્ગમાં ફરી ફરી,
નાડી સહુ ફોરતાં,
રાત્રિદિન, તરઙ્ગમાલ—જીવની,
તે રેલશે વિશ્વમાં.
તાલેતાલ મિલાવી રાગ નિરખી
જે મર્મસ્થાને કુદે છે,
છન્દો કોંક આનન્દના રચી કરી,
તે નાચશે ભુવને.

જે પ્રાણે, રૂહી શુભ્ર શાન્ત નિશ દી,
ભૂમિના રોમ રૂપે,
તૃણે તૃણે પૃથક્ સૌ સઞ્ચાર જ્યાં
હર્ષનો થાય નિત્યે.

તે પ્રાણે કુસુમો વિકાસ ધરતાં
ને પલ્લવો ફુટતાં;
તે સૌ પ્રાણ અનન્ત હા ! મમ હૃદે
રે' છે પ્રીતે ખેલતાં.

મૃત્યુજન્મ એ ભાગ્ય નૃત્ય કરતા
જે સાગરે વિશ્વના,
તે પ્રાણોનન્ત હું અહિં અનુભવું
અઙ્ગો મ્હને સ્પર્શતાં.

તે વિરાટ સ્વરુપના રુપવિષે
યુગ યુગાન્તરે ત્યાં,
તેહેનું સ્પન્દન મ્હારી આ નસ વહે
નર્તન કરી દોડતાં !

આનન્દમાંથી જગતની ઉત્પત્તિની કલ્પના, કવિત્વશક્તિની પ્રપૂર્ણ કલાથી, કવિએ એક બીજા કાવ્યમાં બહુ ઉત્તીર્ણ રીતે કરી છે. કવિની માન્યતા પ્રમાણે, "આનન્દના વિહારશૂન્ય આનન્દ વાસ્તવિક રીતે "આનન્દ જ નથી—પ્રવૃત્તિ વિનાનો વિહાર એ વિહાર જ નથી. પ્રવૃત્તિ "એ આનન્દનો વિહાર છે. જેનો આનન્દ બ્રહ્મમાં છે, તે નિવૃત્તિમાં "કેવી રીતે રહી શકે? કારણ કે પોતાનાં દરેક કાર્યથી બ્રહ્મના આન- "ન્દને પ્રકાશવાને તે શું સાધન કરી આપશે?"

કવિનાં આ વાક્યોમાં નગદ વેદાન્ત પ્રત્યક્ષ થાય છે; તે સાથે 'બ્રહ્મ–વિહાર'ની ત્હેમની કલ્પના કંઇ ઓછી આકર્ષક નથી. મી. અર્નેસ્ટ રૂહીઝ તે માટે લખતાં જણાવે છે કે;—

"જીવનના આનન્દની ત્હેમની શ્રદ્ધા, અને તે અનન્ત સુખના "દૃશ્ય થતાં અનેક રુપોનો સાક્ષાત્કાર, 'બ્રહ્મ–વિહાર'ના સિદ્ધાંતને "આભારી છે."

કવિ એક જગ્યાએ લખે છે તેમ,

"જો સમગ્ર આકાશ પ્રેમ કિં બહુના આનન્દથી પૂર્ણ ન હોત "તો ચાલવાની કિંવા શ્વાસ લેવાની સૂદ્ધાં કોણે દરકાર કરી હોત?"*

---

*મૂલ લખાણમાં "who could have breathed or moved" લખ્યું છે. એટલે "કોણ ચાલી અગર શ્વાસ લઇ શક્યું હોત?" પણ કવિનો કહેવાનો ઉદ્દેશ એવો ન હોવો જોઇએ. કેમકે, (૧) આનન્દથી

'બ્રહ્મ-વિહાર'ના હેમના વિચારો ઇંગ્લૅન્ડ અને અમેરીકામાં આપેલાં હેમનાં વ્યાખ્યાનમાં બહુ સ્પષ્ટ રીતે દર્શાવ્યા છે. જીવનના સાફલ્યરૂપે આનન્દનો અનુભવ જો હૃદયને ન થયો તો હેની ઉપયોગીતા શું? જગત્ અને જીવન સમાનન્તર ચાલે છે જેમાં આનન્દનું ગાન ઉભયનાં પોષણરૂપ છે. કવિ પૂછે છે તેમઃ—

जगत् जुड़े ऊदार सुरे
आनन्द गान बाजे,
से गान करे गभिर रवे
बाजीरे हिया माझे ?

(गीताञ्जलि)

---

જો આકાશ પૂર્ણ ન હોય તો જીવનને માટે હેની જરૂર નથી. અર્થાત્ વાતાવરણના પ્રાણવાયુથી જીવનનું અસ્તિત્વ સંભવિત છે. (૨) "શ્વાસ લેવો" અગર "ચાલવું" એ આનન્દનું પરિણામ નથી, પણ આનન્દ કારણ છે, એટલે વાસ્તવિક રીતે જો જગતનાં કાર્યોમાં, હેની પ્રવૃત્તિમાં, અને હેનાં ફૂલમાં જો આનન્દ ન હોય તો પ્રત્યેક વ્યક્તિ કર્મ્મ કરે જ-શા માટે? આથી કાર્યનું દુઃખ એજ જો ફલ હોય તો કર્મ્મની દરકાર કોઈ ન કરે એ સ્વાભાવિક છે. મારા ધારવા પ્રમાણે "ચાલવું અને શ્વાસ લેવા" એ શબ્દો કર્મ્મને માટે વપરાયા છે, અને "શક્યું હોત" એ "દરકાર કરી હોત"ના રૂપમાં પ્રેરિત છે.

આ ઉપરથી સ્હમજાય છે કે, કવિના વિચારો વેદાન્તના અનુસંગી છે. ત્હેમનો ઉપનિષદોનો અભ્યાસ ઘણો સારો છે, અને ત્હેના ઘણા ખરા સિદ્ધાંતોની છાયા ત્હેમના "**સાધના**" નામનાં પુસ્તકમાં પ્રત્યક્ષ થાય છે. એટલે ધર્મવિષયે કવિનો જ્ઞાનમાં વેદાન્ત અને ભક્તિમાં પ્રેમભક્તિનો સંયુક્ત માર્ગ છે એમ કહી શકાય. આથી જ કવિનાં કેટલાંક કાવ્યો ભક્તિશૃંગારનાં અને કેટલાંક આત્મજ્ઞાનનાં છે.

'**तत्त्वमसि**'ના સિદ્ધાંતને સ્હમજાવતાં કવિ લખે છે કે;—

"ઇશ્વરે નિશાશો નાંખતાં કહ્યું, 'મ્હારો સેવક, મ્હને પોતાને
"'જ ત્યજી, મ્હને ક્યાં શોધવા જાય છે?'"

આ સિવાય કવિના એક બીજા કાવ્યમાં વેદાન્તના સૂત્ર '**अहम् ब्रह्मास्मि**'નો ધ્વનિ છે;—

"જંગલના પડછાયામાં, પોતાની જ સુગન્ધમાં મુગ્ધ બનેલા
"એક કસ્તુરીમૃગની માફક હું દોડું છું."

આત્મા અને ઇશ્વ[illegible] સમ્બન્ધ સુમધુર રીતે ચિતરતાં કવિએ નીચેનું કાવ્ય બહુ[illegible]

શાર્દૂલવિક્રીડિ[illegible]

છે એ તુજ અનન્ત ગૂઢ રસ ને
આનન્દ શું એ જ છે?

(ગીતાંજલિ)

આ કાવ્યમાં કવિએ જગતને બ્રહ્મરૂપે પોતાની જ ઉત્પત્તિ કલ્પી છે; અને તે સાથે આત્માને જ્ઞાનરૂપ માન્યો છે. જગતનાં સર્વ કર્મોને બ્રહ્મની લીલા ગણી લીધી છે. "અનન્ત ગૂઢ રસ"થી જગતની ઉત્પત્તિનું મૂલ શોધવા પ્રયત્ન છે.

બીજી જગ્યાએ આવો જ કંઈક ઉલ્લેખ કરતાં કવિ વ્યંગમાં લખે છે કેઃ—

"હું ત્હને દેવતા જાણીને આદરસહ દૂર રહ્યો હતો; પણ ત્હને "મ્હારો પોતાનો જાણીને મ્હેં પરિચય કર્યો નથી. હું ત્હને મ્હારો "પિતા જાણીને પગે પડ્યો હતો; પણ મ્હારો મિત્ર જાણીને ત્હારો "હાથ ચાંપ્યો નથી."

કવિના વેદાન્તવિષયે આવા વિચારો હોવા છતાં ત્હેના સર્વ સિદ્ધાંતોમાં ત્હેમની દૃઢ માન્યતા નથી. 'ब्रह्मसत्यं–जगन्मिथ्या' એ સૂત્રનો પૂર્વાર્દ્ધ કવિને ગ્રાહ્ય છે, પણ જગતનાં મિથ્યાપણામાં કવિને વિશ્વાસ જણાતો નથી. વેદાન્તના આ મૂલ સિદ્ધાંતની સાથે તેઓ એક થઇ શકતા નથી. બ્રહ્મની પૂર્ણતા 'पूर्णमिदं'–ત્હેની સત્યતા ત્હેમને માન્ય છે પણ તેથી સ્થૂલ જગત્ અસત્ બનતું નથી.

બ્રહ્મને સત્ય માન્યા પછી, ત્હેને સર્વત્ર વ્યાપ્ત ગણી જગત્

કે જે ત્હેનાથી જ પૂર્ણ માન્યું તે અસત્ કેવી રીતે બને ? ત્યારે દ્રવ્યોમાં બ્રહ્મની વ્યાપકતા ક્યાં રહી ? અને તે સાથે બ્રહ્મની સત્યતા પણ કેમ ટકી શકે ?

શિખરિણી—

ન હો બુદ્ધિ તેથી કથન ક્યમ સાચું કદિ ઠરે ?–

'**ભ્રમે** કીધું ઉભું **નયન** વિષયે જે જગ વસે.'

(સંગીતધ્વનિઃ તત્વભ્રમ)

આને માટે અનેક કારણો આપી શકાય એમ છેઃ—

વસન્તતિલકા—

" છું હું ઉભો જગપટે, નભ ભૂ નિહાળી,
" ને જોઉં આ બધી ક્રિયા **મમ ચક્ષુથી** હા !
" એ કલ્પના સતતણી કરવાની જે છે
" આ બુદ્ધિ તે ક્યમ ગણું સઉ ભ્રાન્તિ મ્હારી ?"

(સંગીતધ્વનિઃઅજ્ઞેય)

આવા જ કંઈક વિચારોનું પોષણ કરતાં કવિ ટાગોરે એક જગ્યાએ લખ્યું છે કેઃ—

" એવો તે અસત્યમાં કોણ ગરકાવ થઇ ગયો છે કે આ બધાંને " અસત્ કહેવા જેટલી તે હિમ્મત કરી શકે ?—અનેક જીવોથી પૂર્ણ " આ મહાન સૃષ્ટિ, મનુષ્યત્વની અભિવૃદ્ધિ કરનાર આ પ્રગતિમાન

" સુધારો, આ દુઃખની ઉંડી ખીણોમાંથી, આનન્દના ઉચ્ચ શિખરો
" ઉપરથી અને આ સિવાય આન્તર અને બ્રાહ્ય અસંખ્ય પ્રતિબ-
" ન્ધનો તોડી પોતાની શક્તિઓ માટે વિજય મેળવવાના પ્રયત્નો—
" શું એ બધું અસત્ય ? ! મહાભારત પ્રયત્નોની આ સંકલતાને કેવલ
" મિથ્યા કહેનાર મનુષ્ય શુ ખરેખર ! ઇશ્વર કે જે સત્ય છે ત્હેને
" માને છે ? "

કવિને અહિં વેદાન્ત માન્ય નથીઃ જગતને અસત્ય તે જોઈ શકતા નથી. ત્હેનાં દ્રવ્યો એ ભ્રમની ઉત્પત્તિ નહિ પણ વાસ્તવિક રીતે બ્રહ્મ એવા સત્યની ઉત્પત્તિ છે. ઇન્દ્રિયો અજ્ઞાનનું પરિણામ નહિ પણ ઇશ્વરત્વના અનુભવનું સાધન છે.* એટલે જગતના વ્યવહારિક જીવનમાં કવિને ભક્તિમાર્ગ યોગ્ય લાગ્યો; અને ત્હેમાંયે અન્ય પ્રકાર નહિ પણ પ્રેમભક્તિથી ઉભયનું સંપૂર્ણ ઐક્ય કવિના ધર્મ્મ માટેના આ વિચારો અવશ્ય જાણવા જેવા છે.

---

* तुमि नव नव रुपे एस प्राणे ।
एस गन्धे वरणे, एस गाने ।
एस अङ्गे पुलकमय परशे,
एस चित्ते सुधामय हरषे,
एस मुग्ध मुदित दुनयाने ।
तुमि नव नव रुपे एस प्राणे ।

ભાષાન્તર માટે પૃષ્ઠ ૮૯ ની ટીકા જૂઓ.

ધાર્મિક વિચારો

સહુથી વિશેષ આકર્ષક તો કવિની પ્રાર્થનાઓ છે. ત્હેમનાં ઘણાં ખરાં કાવ્યો આવી પ્રાર્થનાના રુપાન્તરો જ છે. ત્હેમનું અતિ વિખ્યાત કાવ્ય ત્હેનાં નામથી જ આ વૃત્તિનું સૂચન કરે છે, 'ગીત'ની 'અઞ્જલિ' એ પ્રાર્થનાનું બીજું નામ થયું. 'અર્ઘ્ય'માં પણ નામ આવું જ સૂચક છે.* પણ ત્હેમાંયે જે સૌથી વિશેષ હૃદયગ્રાહ્ય છે તે તો ત્હેમાં જ્ઞાન અને ભક્તિની સંયુક્ત ગુંથણી ! નીચેનું કવિનું આવું એક કાવ્ય સાદુ અને સરલ હોવા સાથે ઉભય ભાવોથી યુક્ત છેઃ—

અન્તર મમ વિકસિત કર
અન્તરતર હે !
નિર્મલ કર, ઉજ્જવલ કર,
સુન્દર કર હે !

જાગૃત કર, ઉન્નત કર,
નિર્ભય કર હે !
મઙ્ગલ કર, નિરલસ નિસંશય કર હે!
અન્તર મમ વિકસિત કર
અન્તરતર હે !

---

* "Song Offerings" means 'songs dedicated to God in form of prayer.'

મુક્ત કર હે! સર્વની સાથે,
મુક્ત કર હે! બન્ધ,
સંહાર કર સકલ કર્મ
શાન્ત આ ત્હારો છન્દ.

નન્દિત કર, નન્દિત કર,
નન્દિત કર હે!
ચરણપદ્મે મમ ચિત્ત ચિર સ્થાપિત કર હે!
અન્તર મમ વિકસિત કર
અન્તરતર હે!

કવિની ઉપયુક્ત પ્રાર્થના કોઇ ત્રીજા પુરુષને કરી નથી પણ ઈશ્વરત્વને આત્મરુપે તે પોતામાં જ માને છે. આથી '**અન્તરતર**' પાસે 'અન્તર વિકસિત' કરાવવાની ત્હેમની કલ્પના વેદાન્તની દષ્ટિથી અતિશય મનોરમ છે. પોતાના અશ્રદ્ધાયુક્ત વિચારોમાંથી 'નિસ્સંશય કર' વાની ત્હેમની પ્રાર્થના **નાસ્તિકવાદ**માંથી બચાવની સહાય્ય માટેની ઝાંખી યાચના છે. 'સર્વની સાથે યુક્ત' થવામાં "અનેકમાં એકના અનુભવની" ની સાથે '**आत्मवत् सर्व भूतेषु**'ની ભાવના ધીમેથી સ્પષ્ટ કરી છે. આત્મજ્ઞાનથી 'સકલ કર્મનો સંહાર' એ કર્મમાં ફલની આશક્તિ અને મોહરુપી 'બન્ધમાંથી મુક્તિ'ની ઇચ્છાથી પ્રેરિત છે. અન્તમાં '**मनश्चंचलमस्थिरम्**' હોવાથી કવિ ત્હેની આત્મરુપ સાથે એકાગ્રતા ઇચ્છે છે!

આ પછીનાં એક બીજાં કાવ્યમાં કવિ કુસુમ બની માલીને પોતાને ચુંટી લેવાની વ્યંગમાં પ્રાર્થના કરે છે. વિનયને પ્રાધાન્ય આપી કવિ પોતાની અયોગ્યતા દર્શાવે છે, પણ તે સાથે વિશેષ લોભ ન રાખતાં કેવલ "શ્રમ લઈ શુદ્ધ સ્પર્શથી તું ભાગ્યશાળી બનાવને" એટલી જ ઇચ્છા કરે છે. "ધૂલિમહિં પડી વ્યર્થ જાય" એ ધ્વનિ સાથે કવિ વિષયોના મોહપ્રતિ પોતાનાં આકર્ષણની બ્હીક બતાવે છે. એટલે જીવનનો થવો જોઇતો ઉપયોગ ન થતાં કદાચિત્ તે ઐહિક ઇન્દ્રિયજન્ય સુખોની પાછળ પડી ઇશ્વરના સાક્ષાત્કારનો અમુલ્ય લાભ ગુમાવે "એ ભય રહે" છે. "ઝટ ચુંટી લે, ઝટ ચુંટી લે, નહિ "કર વિલમ્બ જરા હવે" એ વાક્યો સાથે કવિ તીવ્ર મુમુક્ષતા પ્રગટ કરે છે. કાવ્યનો લક્ષ્યાર્થ સરલ છે.

*અભ્યસ્ત હરિગીત—

ઝટ ચુંટી લે આ પુષ્પને
    નહિ કર વિલમ્બ જરા હવે,
ધૂલિમહિં પડી વ્યર્થ જાય
    એ ભય રહે મમ અન્તરે.

---

* મન્દાક્રાન્તા અને શિખરિણીના જેવો આ હરિગીત અભ્યસ્ત નથી, તેમ જ તે 'ખણ્ડ' કે 'વિષમ' પણ નથી. એમાં હરિગીતની સંપૂર્ણ છાયા છે પણ શ્લોકને તુટક કરવા પડ્યા છે, તે સાથે

એ ફૂલ તુજ માલા મહિં
આવે ન તો ચિન્તા નહિ,
પણ શ્રમ લઈ શુદ્ધ સ્પર્શથી
તું ભાગ્યશાળી બનાવને !
ઝટ ચુંટી લે, ઝટ ચુંટી લે,
નહિ કર વિલમ્બ જરા હવે !

જાણું ન ક્યારે દિન પૂરો થઇ
અન્ધકાર વસી રહે,
કે પૂજા વિધિ સમય
જાણ્યા વિના ચાલ્યો જશે.

---

એ ફૂલ તુજ માલામહિં
ગા ગાલ ગા ⏑ — — ⏑ —

એ પંક્તિના જ માપ પ્રમાણે બીજી લીટી ઉપાડી લીધી છે. આથી ત્રીજી પંક્તિ 'ગા ગાલ ગા' ને બદલે

પણ શ્રમ લઈ શુદ્ધ સ્પર્શથી
લલ લલ લગા ⏑ ⏑ — ⏑ —

ચાલુ રાખી છે.

આ ફેર ધ્યાનમાં લેતાં હરિગીતને પણ અભ્યસ્ત કરવો પડયો છે. આ પ્રમાણેનું માપ ધ્યાનમાં રાખતાં કાવ્ય વાંચનમાં અતિશય સરલ અને ભાવયુક્ત મનોરંજન લાગશે. શ્લોક મૂલ બઙ્ગાલીને અનુસરતા કર્યા છે.

જો કે નથી નિજ રઙ્ગ સુન્દર,
સુરભિ અન-આલ્હાદક—
સેવામહિં તોયે કુસુમ લે
જ્યાં સમય હજી બાકી છે!
તું ચુંટી લે, ઝટ ચુંટી લે,
નહિ કર વિલમ્બ જરા હવે!

કવિ 'ગીતાઞ્જલિ'નાં પોતાનાં અન્તિમ કાવ્યમાં **બ્રહ્માર્પણ** વૃત્તિની છાયા રજૂ કરે છે. કેટલાંક રુપકથી કાવ્યની ચમત્કૃતિ વિશેષ ખીલવી છે અને તેથી કાવ્યનો પાછળનો ભાગ અતિ રસિક લાગે છે. પોતાનાં પ્રત્યેક કાર્યમાં બ્રહ્મનો અનુભવ કવિ ઇચ્છે છે અને તે રુપે ઉત્ક્રાન્તિવાદના સિદ્ધાંતને પોષણ આપે છે. "કેવલ એક"ની યાચના ઉપયુક્ત કાવ્યની ભાવનાને પોષે છે, "મહામરણપાર"થી દશ્ય જીવન પછીની ઉચ્ચતમ સ્થિતિની કલ્પના જાગૃત કરી છે. "હંસ જેમ સ્વમાનસયાત્રે" એ ઉપમાથી ઉત્કંઠાનું સાદશ્ય ખડું કર્યું છે:—

પદ—

હરિ હો! એક,—
કેવલ એક નમસ્કારે
સકલ દેહ લોટી પડવા દે
ત્હારા આ સંસારે.

ઘન શ્રાવણ હે, મેઘનો જેમ
રસ-ભારે વધુ નમ્ર—
જીવન હો ! એક,

કેવલ એક નમસ્કારે
તેમ સકલ મન થાકી પડવા દે
તવ ભુવન-દ્વારે !

નાના સુરની આકુલ ધારાને
લીન થવા દે આત્મન્ સાથે,
હરિ હો ! એક,

કેવલ એક નમસ્કારે
મમ સકલ ગાન સમાપ્ત થાવો તે
નિરવ પારાવરે !

હંસ જેમ સ્વમાનસયાત્રે,
ઉડે છે સારા દિવસ-રાત્રે,
જીવન હો ! એક,

કેવલ એક નમસ્કારે
તેમ મમ પ્રાણને ઉડવા દે
મહામરણ પારે !

કવિની માન્યતા પ્રમાણે જીવન અનન્તતામાં વહ્યું જાય છે, અને દશ્ય થતું મરણ એ કેવલ નવીન રૂપમાં પ્રકાશવાનું સાધન છે. આ સાથે કવિ પુનર્જન્મના સિદ્ધાંતમાં પ્રવેશ કરે છે. એક જગ્યાએ લખતાં કવિ જણાવે છે કે;—

"જીવન અને મૃત્યુનો આ ખેલ આપણને સર્વત્ર જોવાનો
" મળે છે—આ જીર્ણતાનો નવીનતામાં પુનરુદ્ધાર!* નવલ કુસુમના
" માધુર્યની સાથે, શ્વેત અને નગ્ન તે પ્રત્યેક ઉષા દિનના સૌન્દર્યમાં
" પરિવર્તન પામે છે."

આવા જ ભાવનાં કેટલાંક કાવ્યો 'ગીતાંજલિ' માં પણ છે.

आमारे तुमि अशेष करे छ
एमनि लीला तव,
फुलाई फेले आवार भरे छ
जीवन नव नव।

(કાવ્યના ભાષાન્તર માટે જૂઓ પૃ૪ ૧૧૭)

---

* કવિનો વિચાર નીચેનાં વાક્યો સાથે સરખાવો:—

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥

भ० गी०

પુનર્જન્મના સિદ્ધાંતો કવિને વેદાન્તની દૃષ્ટિથી પણ માન્ય છે. આ માટે હેમના પર શંકરાચાર્યાદિ વેદાન્તશાસ્ત્રીઓના સિદ્ધાંતની અસર પણ કંઇક ઝાંખી ઝાંખી થઇ લાગે છે.*

મી. રૂહીઝ પોતાનાં પુસ્તકમાં કવિના આવા વિચાર માટે લખતાં જણાવે છે કે;—

"પ્રાચીન તત્વજ્ઞાન અને અર્વાચીન વિવેચન, જ્યારે કવિ રવી-
"ન્દ્રનાથ ટાગોર જેવા સુસંસ્કૃત મનુષ્યની બુદ્ધિથી પુનઃજ્વલિત થયેલું,
"આપણે સ્હમજી શકીએ તો વેદાન્ત અને 'બ્રહ્મસૂત્ર'ના સંકલિત
"સિદ્ધાંતો કે જે આજથી ચૌદ, પંદર સૈકા પૂર્વે લખાયા હતા, અને
"હેના પ્રતિનિધિરુપ ભગવાન્ શંકરાચાર્ય–એ સર્વપ્રતિ સહજ દૃષ્ટિ
"કરવી પડશે."

વેદાન્તના સિદ્ધાંત પ્રમાણે આત્માને નિર્લિપ્ત માનવા છતાં અ-જ્ઞાનના પરિણામરુપ ઉપાધિથી અનેક જન્મો થાય છે. કવિએ પુન-ર્જન્મો કેવા રુપમાં માન્યા તે સ્પષ્ટ નથી તોપણ કવિ હેમાં ઉત્ક્રાન્તિની છાયા ચિતરતા જણાય છે.

"સરિતાની માફક આપણું જીવન હેના કિનારાઓથી સંકુચિત
"થવાને ત્યાં અથડાતું નથી પણ પ્રત્યેક ક્ષણે તે અપૂર્વ સમુદ્રપ્રતિના
"નવીન નવીન મુખમાર્ગોનો+ અનુભવ કરાવે છે."

---

* पुनरपि जननं पुनरपि मरणं, શ્રી ચર્પટપંજરી૦

\+ માર્ગો કે જે મુખપ્રતિ લઇ જાય છે.

પુનર્જન્મ એ જીવનનું અન્ય ઉત્કર્ષ સ્વરુપ છે એમ જણાવવા સાથે કવિ તે સર્વમાં બ્રહ્મ અને એકં સત્ નો ઉપદેશ અનન્તતાના દર્શન સાથે કરાવે છે. આ પ્રત્યેક નવા જન્મમાં નવીન ઓળખાણો થાય છે પણ તે સર્વમાં સત્ય સમાનરુપે એક જ છે. 'ગીતાંજલિ'નાં એક કાવ્યમાં કવિ કંઇક આવો જ ભાવ પ્રદર્શિત કરે છે:—

કંઈ અજાણ્યા મિત્ર કર્યા ત્હેં,
નવ ઘરે દીધો સ્થાયી,
દૂરને કર્યું નિકટ, બન્ધુ !
પારકાને કર્યો ભાઈ !

પુરાણુ આવાસ છોડી જાઉં જ્યારે,*
થાય મનમાં દુઃખ અતિ ત્યારે,
નુતન મધ્યે રહ્યું પુરાતન
શું એ કથા ભૂલી જાય ?
દૂરને કર્યું નિકટ, બન્ધુ !
પારકાને કર્યો ભાઈ!

* पुरानो आवास छेड़े जाई जबे,

પુનર્જન્મ સાથે જીવન અને મૃત્યુનો ભેદ ઉકેલતાં કવિ પોતાની જીવનસ્મૃતિ"માં જણાવે છે કે;—

"જેવી રીતે અન્ધકારથી બાધિત કોમલવેલી પ્રકાશના અનુભવ 'માટે પોતાનો માર્ગ શોધવાને ઉત્કંઠાપૂર્વક પોતાની શિખાગ્ર લંબાવે 'છે તેવી રીતે જ્યારે મૃત્યુ આત્માની ફરતે એકાએક નાસ્તિનો 'અન્ધકાર ફેલાવે છે ત્યારે તે અસ્તિના પ્રકાશમાં જવાને સવિશેષ 'પ્રયત્ન કરે છે."

આમાં પુનર્જન્મના સિદ્ધાંતને સ્થાયી ગણી, કવિ મૃત્યુને ભાવનાના પોષણરુપ અન્ધકાર ગણે છે. એટલે સુખવાદના સિદ્ધાંત પ્રમાણે આ અન્ધકાર (મૃત્યુનો) તે કેવલ અન્ધકાર જ નહિ પણ સાક્ષાત્કારના પોષણરુપ પુરુષાર્થનું કારણ છે. આ સાથે જન્મમરણના ઉદ્દેશરુપ તે અનન્ત પ્રકાશનો અનુભવ એ માનવજીવન માટે અજ્ઞાનમાં સંસારના પ્રયત્નોનું મૂલ છે.

જીવનની ભીતિના કારણરુપ મૃત્યુને માટેના કવિના વિચારો, કાવ્યમાં રુપકઅર્થે અતિશય મૃદુ છે. મૃત્યુને માટે લખતાં હ્હેમને એક પ્રકારનો આનન્દ થતો હ્હેમનાં કાવ્યોમાં પ્રદર્શિત થાય છે. વિરહથી જ્વલિત મનુષ્ય જેમ પોતાની પ્રિયાને પ્રેમપૂર્વક ઉત્સુકતાથી આવાહન કરે તેમ કવિ ટાગોર મૃત્યુને અધિરતાની આમન્ત્રણ કરતા જણાય છે. હ્હેને માટેનાં હ્હેમનાં કાવ્યો આર્દ્ર પણ સ્નેહભર્યાં, પ્રેરિત તોયે કલાપૂર્ણ છે. 'ગીતાઞ્જલિ'માં આવાં કાવ્યોનો સમૂહ માલમ પડે છે.

આજે ઉભો છે મૃત્યુનો દૂત હો!
આવીને મમ દ્વાર,
તે લાવ્યો સંદેશો સુદૂરથી હો !
ઉતરી દધિ–પાર.

આજે રાત અન્ધારી ઘોર છે, ને
ભય–આતુર મ્હારૂં ઉર,
હાથે ધરી દીપ, ખોલીશ તોયે
સત્કારતું મુજ દ્વાર.
આજે ઉભો છે મૃત્યુનો દૂત હો !
આવીને મમ દ્વાર.

હું પૂજીશ ત્હેને હાથ જોડીને,
ભરી વ્યાકુલનયને જલ
સોંપીશ ત્હેના ચરણ–તલે
મુજ જીવનનું ધન.
આજે ઉભો છે મૃત્યુનો દૂત હો !
આવીને મમ દ્વાર.

આદેશ પાલન કરીને, જશે તે
પ્રભાત મ્હારું અન્ધાર,
શૂન્ય ભુવનમાં ત્યારે જ રૂહેશે
અઞ્જલિ આપનાર—
આજે ઉભો છે મૃત્યુનો દૂત હો!
આવીને મમ દ્વાર.

આ રીતે મૃત્યુનો ભય કવિને રહ્યો નથી પણ ત્હેમના કહેવા પ્રમાણે તો,

"જ્યારે વિશ્વની છવિ મ્હેં મૃત્યુના (અચિર) પડદા'પર જોઈ
"ત્યારે મ્હને લાગ્યું કે તે અતિશય મનોરમ છે. હું તો ખરેખર, તે
"જોતાં મુગ્ધ બની લીન થઈ ગયો."

આ સિવાય મૃત્યુ માટેનો કવિનો પૂર્ણતાનો ભાવ કંઇ ઓછો આકર્ષક નથી.* કવિ ત્હેને સંગીતથી વધાવે છે, કાવ્યઅઙ્ગ કલાથી ભુષિત કરે છે અને આ રીતે ત્હેની ભયંકરતા પ્રેમના મૃદુ વચનો અને પૂર્ણતાની કલ્પના સાથે સંયુક્ત કરી ઢાંકી લે છે. પુનર્જન્મનો સિદ્ધાંત કદાચિત્ કવિ ત્હેમાં અપૂર્ણતાની પુનઃ ભ્રાન્તિથી માનતા હોય તો કોણ જાણે કિંવા એમ બન્યું હોય કે કવિને ત્હેમાં નવીનતા જણાઇ. નીચેની કડીઓમાં કવિ ઉભય ભાવોને પોપણ આપે છે:—

---

* પૃષ્ઠ ૩૩ પરનાં કવિનાં વાક્યો જૂવો.

स्तन हते तुले निले काँदे शिशु डरे,
मुहूर्ते आश्वास पाय गिये स्तनान्तरे!

(गीताञ्जलि)

કલાથી શોભિત કરી, દયાર્દ્ર ભાવોને પોષતાં કવિ મૃત્યુ માટે લખે છે કે:—

"આજે ક્ષણે ક્ષણે શરીર કાંપતું ડરે છે, અને અશ્રુપૂર્ણ ચક્ષુ- "ઓ સંસારને જીવન-ધ્વજા બે હાથે ધરી વિદાય દે છે."

તોપણ કવિ મૃત્યુની પરોણાગત કરવા ચુકતા નથી. એટલું જ નહિ પણ જીવનનાં શરત્ અને વસન્તમાં પ્રફુલિત નવપુષ્પો હેના ચરણ આગળ ધરવામાંયે વિલમ્બની ઇચ્છા દર્શાવતા નથી.* અને

---

* भरा आमार पराणखानि
सम्मुखे तार दिब आनि,
शून्य विदाय करव ना त उहारे—
मरण जेदिन आसबे आमार दुयारे!
* * *
जीवनपात्रे कत जे रस वरषे;
* *
जा किछु मारे सञ्चित धन
चरम दिने साजिये दिब उहारे
मरण जे दिन आसवे आमार दुयारे॥

જ્યારે ત્હેને પૂર્ણતાનું સહાય્યક અંગ ગણી લીધું ત્યારે તો ત્હેના સત્કારમાં ન્યૂનતા ન જ હોય શકે. મૃત્યુએ પ્રભુની વિશ્રાન્તિનો પડદો છે. એટલે વર્તમાન જીવનના ક્રમ અને કર્મોના શ્રમથી કંટાળેલા પથિકને મૃત્યુએ શીત વિશ્રાન્તિનું સ્થલ જ થઇ પડે. નવ કલીને દિવસના તાપ પછી રાત્રિના અન્ધકારની અપેક્ષા કેવલ શાન્તિ અર્થે જ નહિ પણ પુનઃ પ્રફુલ્લ વિકાસાર્થે (ભાવિ નુતન ઉષા અને નવલ રવિરશ્મિની દૃષ્ટિથી) આવશ્યક છે તેમ મૃત્યુ જીવનાન્તે ભાવિ ઉન્નતિ-ક્રમને આવસ્યક અને આવકારદાયી ગણાય.

"આનન્દની નવીન જાગૃતિ સાથે નુતન પ્રકાશ પુરવાને, દિનાન્તે "શ્રમિત થયેલી ચક્ષુઓ પર રાત્રિની વિશ્રાન્તિનો પડદો તું જ "ખેંચે છે.*"

કવિનાં આ વાક્યો ઈશ્વરપ્રતિની અપ્રતિમ શ્રદ્ધાથી બોલાયાં છે, તોપણ કલ્પનાના મિશ્રણથી તે વિરક્ત નથી. કવિએ આમાં પોતાનું સ્વજ્ઞાન અને માન્યતા દર્શાવી છે. વેદાન્તની દૃષ્ટિથી આવા જન્મો વિકારની મુક્તિ અર્થે યોજાયા હોય તો કોણ જાણે ? નહિ તો અલિપ્ત આત્માને પોતાને જન્મો શાના ? કદાચિત્ વાસનાની નિવૃત્તિ અર્થે

---

* મૂળ અંજલીમાં આવો ભાવ નથી પણ સહજ ફેરફાર છે.

ढाकिया दिक् ताहार क्षतव्यथा
करुणाघन गभीर गोपनता,
घुचाये लाज फुटाओ तारे नवीन उषा पाने
जुडाये तारे आँधार सुधाजले ॥

કારણદેહના આવા ક્રમોને પુનર્જન્મના સિદ્ધાંતસાથે મિશ્ર કરી આવી કલ્પના ઉત્પન્ન કરી હોય તો હેમાં પણ નવાઇ નથી. કેમકે કવિ એક જગ્યાએ જણાવે છે કે;—

"મ્હને બહુ બહુ વાસનાઓ છે, પણ તે સર્વની પૂર્ણતાથી "વઞ્ચિત રાખી તું મ્હને બચાવે છે. એ હારી કઠોર કૃપા મ્હેં "જીવનભર સઞ્ચિત કરી છે."

આ કેવલ વર્તમાન જીવનની વ્યવસ્થા થઇ, પણ ગત્ અને ભાવિ જીવનની (વિશેષે જન્મોના અર્થમાં) ઉત્ક્રાન્તિ કવિએ નીચેનાં કાવ્યમાં હજી વધુ સરલ રીતે સ્પષ્ટ કરી છે.

ए जे तव दया जानि जानि हाय,
निते चाओ वले फिराओ आमाय
पूर्ण करिया लवे ए जीवन
तवे मिलनेरई योग्य क'रे,
आधा–इच्छार सङ्कट ह'ते
बाँचाये मोरे!

આ સાથે અનન્તતાનો સિદ્ધાંત સંયુક્ત કરતાં દેહાદિથી મુક્તિ સંભવિત છે. પણ આત્માને નિર્લિપ્ત માન્યા પછી આવી સંકલનાની જરૂર રહેતી નથી. એ સિવાય કવિના 'तत्वमसि'ના વિચારો સાથે કેટલાંક કાવ્યોનો વ્યાઘાત થતો જણાય છે. જો કે હેને જૂદાં વાંચતાં તેવી લાગણી થતી નથી તોપણ તુલનાની સ્થિતિએ કંઇક વિરોધ લાગે છે ખરો.

સાક્ષાત્કારની તીવ્રતામાં કવિ ઉદ્‌ગાર ક્હાડે છેઃ—

> રે ! કદિ જાણ્યું ન તે દૂર ક્યાં નહિ,
> છે સઉ હાય ! અહા, **મમમાં,**
> એહ અપૂર્ત્ર ફુરી સઉ માધુરી
> આ મમ ઉર–ઉધાન વિષે.

ઇશ્વરત્વનો અનુભવ પોતાની બ્હાર કરવાના પ્રયત્નમાં કવિ નિરાશા પામે છે. "રે ! કદિ જાણ્યું ન" એ સાથે પોતાનું પૂર્વ અજ્ઞાન સૂચિત કરે છે. કવિનાં એક બીજાં કાવ્યમાં લખેલા પારસ-મણિની શોધ કરતા મનુષ્યની સાથે કવિનાં આ કાવ્યની પાત્રની સમતા થાય છે. પોતાની લોખંડની મેખલા રસ્તામાં ચાલતાં શાના સ્પર્શથી સુવર્ણની બની તે તે જાણી શક્યો નહિ. કવિ, આ કાવ્યના પાત્ર સાથે એના પૂર્વાર્દ્ધમાં એવાજ કાંઇક ભાવો પ્રગટ કરે છેઃ—

> જે દિન જો ફુટ્યું પદ્મ ન જાણ્યું મ્હેં,
> ચિત્ત હતું મમ અન્ય સ્થલે,
> છાબ હતી મમ ખાલી છતાં પણ
> તે રહ્યું ત્યાં જ હજી સુધીયે.

વિષયોમાં પોતાની પ્રવૃત્તિના અજ્ઞાનમાં સાક્ષાત્કારની ક્ષણ ચુકી જવાય છે. 'પદ્મ' ના 'ફુટવા'માં હૃદયનો આત્મજ્ઞાનથી વિકાસ કલ્પ્યો છે. "ચિત્ત હતું મમ અન્ય સ્થલે" એ શબ્દોથી વિષયોની સ્વપ્રવૃત્તિનો મોહ અને તેથી જ અધ્યાત્મપ્રતિનું દુર્લક્ષ્ય દર્શાવ્યું છે.

આવી અયોગ્ય પ્રવૃત્તિમાં પોતે સ્વરુપને ભૂલી ગયો હતો. પરિણામે અનેક પ્રયત્નો પછી આત્મસાક્ષાત્કાર સમયે જ્ઞાન આવે છે કે, " તે " ક્યાં પણ દૂર નથી પણ હાય ! એ સર્વ મ્હારામાં છે; " અને જગતનું સૌન્દર્ય તે કેવલ " આ ઉર–ઉદ્યાન " ના વિશાલરુપે પ્રત્યક્ષ થાય છે. જગતનો બ્રહ્મરુપે અનુભવ આમાં દર્શાવ્યો છે.

તત્વ વિષયે ઇશ્વર, જીવ, અને માયાનો સમ્બન્ધ કવિની માન્યતા પ્રમાણે અતિશય સરલ છે. પોતાના વ્યાખ્યાનમાં કવિએ એક જગ્યાએ તે માટે નીચે પ્રમાણે ખૂલાસો કર્યો છેઃ—

" કેવલ આપણા પોતાનામાં જ નહિ પણ કુદરતમાંયે ઇશ્વિરનો " વિયોગ પ્રત્યક્ષ થાય છે કે જેને આપણા તત્વજ્ઞાનીઓ માયારુપે " વર્ણવે છે, કારણ કે વિયોગનું પોતાનું વાસ્તવિક અસ્તિત્વ તો નથી " જ તેમ તેથી ઇશ્વરની અન્તતા બૂહારથી બાધિત પણ નથી થતી. " જેમ એક શેતરંજ રમનાર પોતાનાં પ્યાદાં (હાથી, ઘોડા, ઉંટ " આદિ) ની ગતિ પોતાની મરજીથી જ બાધિક કરે છે તેમ તે " સ્વેચ્છાથી જ ઇચ્છાનો નિરોધ કરે છે. તે રમનાર પોતાની જ " ખુશીથી તે રમકડાંઓની સાથે પરિમિત સમ્બન્ધમાં આવે છે અને " પોતાની શક્તિનો આનન્દ તે મર્યાદાઓમાંથી જ અનુભવે છે.*

---

* સરખાવો કવિનું 'ગીતાઞ્જલિ' નું કાવ્યઃ—

आमार नयने तोमार विश्व–छवि
देखिया लइते साध जाय तव कवि !

"આથી કંઈ એમ માનવાનું કારણ નથી કે તે પોતાનાં પ્યાદાંને
"પોતાની ઇચ્છા પ્રમાણે ફાવે તેમ ગતિ ન આપી શકે, પણ જો
"તે તેમ કરે તો પછી રમત હોઇ જ ન શકે. જો ઇશ્વર પોતાની
"સર્વશક્તિમાન તરિકેની સત્તા[1] સ્થાપિત કરે તો પછી હેની આ
"કૃતિનો અન્ત જ આવ્યો એમ સ્હમજવું; અને તે સાથે હેની શક્તિનો
"મૂલ ઉદ્દેશ પણ નષ્ટ થાય. કારણ કે શક્તિને શક્તિરુપે રહેવાને માટે
"મર્યાદાની અંદર રહેવું જોઇએ. ઈશ્વરે બનાવેલું[2] પાણી તે પાણી
"જ રહેવું જોઇએ, હેની પૃથ્વી તે પૃથ્વી સિવાય અન્ય ન જ હોઇ
"શકે. જે કાયદાએ પાણીને પાણી અને પૃથ્વીને પૃથ્વી બનાવી છે
"તે હેનો પોતાનો જ કાયદો છે. આમ કરવાથી હેણે રમત અને
"રમનારને જૂદાં પાડયાં છે કેમકે રમનારનો ખરો આનન્દ તો હેમાં
"જ રહ્યો છે.[3]"

---

आमार मुग्ध श्रवणे तुमि नीरव रहि
शुनियां लईते चाह आपनार गान ।

૧. મૂલમાં "role" છે. અર્થ કંઇક 'દાવો' અગર 'હક' એવો થાય છે, પણ ભાવસૂચક 'સત્તા' શબ્દ જ ઠીક લાગ્યો.

૨. મૂલમાં "Gob's water" છે. કવિનો કહેવાનો ભાવ એવો નથી કે "ઈશ્વરનું પાણી" કંઇ ખાસ જૂદું હોય છે. પણ વિશ્વનાં તત્વોમાંથી "ઈશ્વરે બનાવેલું પાણી" એવો હેમનો લક્ષ્યાર્થ છે.

૩. The Problem of self

આમાં કવિ, જગતને **લીલારુપે** માની, તે અનન્ત શક્તિને **ઇશ્વર** કહેવા પ્રેરાય છે. ઇશ્વરની પોતાની **શક્તિને** એમાં પોતાથી ભિન્ન માની છે. **જડવાદીને** ઇશ્વરત્વનો ભાસ કરાવવાને કવિએ શેતરંજ રમનારની તુલના યથાર્થ ઉપાડી લીધી છે. પણ પ્યાદાંને તેઓ જીવભાવમાં જૂવે છે કે દ્રવ્યોના રુપમાં ! તે કંઈ કળી શકાતું નથી. ગમે તેમ હો તોપણ કેટલાક નિયમો અધ્યાત્મદષ્ટિથી ઉકેલવાનો ત્હેમનો આ પ્રયત્ન ખરેખર વિવેકપૂર્ણ છે. "ઇશ્વરે બનાવેલું પાણી તે પાણી જ રૂહેવું જોઇએ" એ વાક્યોની સરલતા સાથે ત્હેમણે ભૌતિકવિજ્ઞાનને છેક અપંગ બનાવ્યું નથી પણ ત્હેનું આધ્યાત્મદષ્ટિથી પૃથક્કરણ કર્યું છે.

**માયા** એ વાસ્તવિક રીતે ભ્રાન્તિ છે અને કવિ ત્હેને ઇશ્વરના વિયોગરુપે જૂવે છે. આત્માનું અનન્તતાથી જૂદાપણું એ જ કેવલ 'માયા' નથી પણ કુદરતમાંયે ત્હેનો વિયોગ કવિ પ્રત્યક્ષ કરે છે. કવિના વિચારને એ જ દિશામાં સહજ લંબાવી **ભ્રાન્તિનું** મૂલ તપાસીએ તો વાસ્તવિક જગત્ એ 'ભ્રાન્તિ' રુપે રહેતું નથી પણ **જગતનાં જડ દ્રવ્યોમાં ઇશ્વરનું અસ્તિત્વ નથી** એવી આપણને જ **ભ્રાન્તિ** થાય છે. 'માયા' તે વાસ્તવિક આ વિષમ 'ભ્રાન્તિ'! નહિ તો જગત્ એ કંઇ ભ્રાન્તિનું પરિણામ નથી.

તત્વપરત્વે કવિ ટાગોરના આ વિચારો તપાસી, વૈષ્ણવમાર્ગની ભક્તિ અને સાહિત્યઅંગે થયેલી કેટલાક કવિઓની ત્હેમનાં કાવ્યોમાંની અસર, ત્હેમનાં ધાર્મિક વિચારો હજી વિશાલરુપે સમજવા, સહાયક થઈ પડશે.

**ભક્તિશૃંગાર**

ભક્તિના ભિન્ન ભિન્ન પ્રકારોમાં પ્રેમભક્તિ શ્રેષ્ઠ ગણાતી આવી છે. શ્રી કૃષ્ણ ચરિત્ર પછી પ્રેમભક્તિનું બીજ વધુ પોષાયું. લૈલી મજનૂની કથા અને સુફી-વાદ જો કે ભક્તિમાર્ગના આવા વિચારોજ પોષે છે તોપણ ઉભયનો અભ્યાસી એમ તો કહી શકશે કે ત્હેમાં સહજ ભેદ છે. માશૂક, સનમ, મેહબૂબ કે દિલદાર માટેના ત્હેમના તી ઉદ્‌ગારો રાધાનાં હૃદયદ્રાવક રુદન જેટલાં કે શ્રી ગૌરાઙ્ગ પ્રભુની મૃદુ યાચના જેટલાં કોમલ અને લસિત નથી લાગતા.

કવિ જયદેવનું "ગીતગોવિન્દ" પ્રેમભક્તિ સાથે સ્થૂલ શ્રૃંગારનું પોષક છે. ઇશ્વરને પ્રિય કે પ્રિયારુપે જોતાં આન્તર પ્રેમ અબાધિત થાય છે એટલે આવી ચેષ્ટાઓ સ્વાભાવિક થાય એમાં નવાઇ નથી. ગોપીઓ અને રાધાનો પ્રેમ જો કે શ્રી કૃષ્ણના ચરિત્રમાં અતિશય સ્થૂલરુપે જોવાયાથી કિંચિત્ વિષમ લાગ્યો હતો પણ ત્યાર પછી માર્ગ વિશાલ થતાં મીરાંબાઇ આદિનાં કાવ્યો વધુ જ્વલિતરુપે વંચાયાં. રાધા એ કૃષ્ણની હૃદયપ્રિયા હતી અને શ્રી કૃષ્ણને પણ રાધા તે જ રુપે જણાતી. ઉભયનો વિરહ એ ત્હેમનાં દુઃખનું કારણ હતું.

પ્રેમભક્તિમાં લીન થઇ અભેદાવસ્થામાં આવતાં પ્રિય પ્રિયાનો સમ્બન્ધ કોઇક વખત ઉલટપાલટ પણ થાય છે. ત્યાં જાતિ ર્‌હેતી નથી. ચૈતન્ય મહાપ્રભુ આવી સ્થિતિમાં કોઇક વખત પોતાને કૃષ્ણ ર્‌હાવતા અને કોઇક વખત રાધા તરિકે ઓળખાવતા. જો કે વૈષ્ણવ, મત પ્રમાણે વિશેષે ઈશ્વરને પ્રિયરુપે ( સ્વામી ) સ્મરવાની પ્રથા છે

પણ પ્રેમને મર્યાદા હોઇ શકતી નથી. તે ગમે તે રુપમાં પ્રકાશે છે. કવિ ટાગોરનો પ્રેમ ઉભયરૂપે વહે છે. શ્રૃંગારનાં કાવ્યોમાં સાહિત્યની ઝલક વિશેષ છે, અને પ્રેમના ઉભરાઓ અતિ સ્વાભાવિક રીતે વહે છે. જો કે જયદેવ જેવી સ્થૂલતા* કવિએ પોતાનાં કાવ્યોમાં નથી આણી તો પણ તેવી ચેષ્ટાઓથી તે વિરક્ત રહી શક્યા નથી. ત્હે-મનાં કાવ્યોમાં ભક્તિ સાથે જ્ઞાનનું સમ્મિશ્રણ છે. અને શ્રૃંગારને અલંકૃત કરવાની પોતાની ત્વરામાં ત્હેમણે જ્ઞાનનું પોપણ ઓછું કર્યું નથી.

ત્હેમનાં પ્રેમભક્તિનાં કાવ્યોમાં રસની ઝમાવટ કોઇક સમયે એવી તુલનાની સ્થિતિએ આવી જાય છે કે ત્હેના મૂલમાં રહેલા વ્યંગભાવને અભ્યાસી પ્રથમ તો કળી શકતો જ નથી. "ખેયા," "ગીતાંજલિ" આદિનાં કેટલાંક આવાં કાવ્યો પ્રથમ દર્શને માત્ર

---

* "ગીતગોવિન્દ" નો ૧૨ મો સર્ગ વિશેષ સ્થુલતા પામેલો જણાય છે. સર્ગ ૪ થાના ૨૦-૨૧-૨૨ માં શ્લોકો સાથે કવિનું સમાનભાવનું નીચેનું કાવ્ય સરખાવો:—

> એજ પ્રિય! ત્હારું દુઃખ વિરહનું
> ભુવને ભુવને રાજે છે;
> કંઈ રુપ ધરી કાનન ભૂધરે
> આકાશ—સાગર સાજે છે.
>
> સારી નિશા સહુ તારા તારાએ
> અનિમેષ નેને શાન્ત ઉભો રહે,

શબ્દોનાં ખોખાં જ લાગે છે. આમાં ભાવપ્રવાહની સાથે જો એક વખત વહન મળ્યું તો પછી ત્હેના ગર્ભનો રસ ઝીલવામાં એક પ્રકારનો નવીન આનન્દ મળે છે. હૃદયના ધબકારાઓ ત્હેનાં ચરણોની સાથે તાલ મિલાવે છે અને પ્રેમનું વાસ્તવિક સ્વરૂપ તે કાવ્યોની અસરોથી સ્હમજાય છે.

પોતાની યૌવનાવસ્થામાં લખેલાં કેટલાંક કાવ્યોમાં શૃંગાર ચેષ્ટા કોઈ કોઇ જગ્યાએ અતિશય પ્રાધાન્ય છે.

> " કર ઝાલી, પાલવ દૂર કરી,
> " ચુમ્બન બલે હરી સ્મિત લીધું; " (કુલી ઓ કોમલ)

" મનસિજ " નાં એક બીજાં કાવ્યમાં કવિ ચેષ્ટા વર્ણવે છે:—

> " શરીર ભાન ભૂલી, ઉઠી, નવ વસન ચુંથાઇ ગયાં;
> " શઠ દૂર ઉભો, કરી હાસ્ય મૃદુ, મુજ નગ્ન કાન્તિને પીતાં.

---

શ્રાવણ-ધારાથી પલ્લવદલે
ત્હારો વિરહ જ વાગે છે.

* *

સકલ જીવન ઉલ્લાસ કરીને
કંઇક સંગીતધ્વનિરૂપે જે
બ્હાર વહે તે વિરહ ત્હારો જ
મ્હારા હૈયામાં વ્યાપે છે.

( ગીતાંજલિ )

આ પછી "ગીતાઞ્જલિ" નાં કાવ્યોમાં કવિએ વિનય સાચવ્યો છે અને કાવ્યોને રસિક પણ મૃદુ બનાવ્યાં છે. ત્હેમાં જ્ઞાનનું મિશ્રણ એટલું તો સાથે સાથે છે કે ત્હેને ભક્તિનાં કાવ્યો ક્હેવાં કે જ્ઞાનનાં કાવ્યો ક્હેવાં એજ કઠિન છે.

પાસે આવી તેહ બેઠો
તો ન હું ઉઠી,
શાપપાત્ર કેવી નિંદ
હે અભાગણી !
આવ્યો તેહ શાન્ત રાતે,
વીણા ધારી નિજ હાથે,
સ્વપ્નમાં બજાવે તે
ગભીર રાગિણી.

જાગી જોયું મલય-અનિલે,
મુગ્ધ કીધી છે,
સૌન્દર્યે અપાર ત્હારૂં
આંખ ઢાંકી દે !
કેમ મ્હારી રાત જાય ?
કાંઈ ના કર્યું મ્હેં હાય !
માલા સ્પર્શે થાય તોય
બાથ હું ચુકી !

નાયિકા નિદ્રાવસ્થામાં છે જ્યારે ત્હેનો પ્રાણવલ્લભ "શાન્ત રાત્રે", "વીણા ધારી" આવે છે અને ત્હેની "પાસે આવી તેહ" બેસે છે. એટલું જ નહિ પણ તે "ગભીર રાગિણી બજાવે" છે જે નાયિકા સ્વપ્નમાં સાંભળે છે. આગળ વધી કવિ સ્પર્શની ચેષ્ટા "બાલાસ્પર્શ થાય" થી સૂચિત કરે છે તોયે તે પોતાના રસિક જીવનની "બાથ" ચુકે છે. કારણરૂપ "શ્રાપપાત્ર નિંદ" છે અને પરિણામ અભાગ્ય "અભાગણી"થી લક્ષિત છે. "કાંઇ ના કર્યું મ્હેં હાય" એ શબ્દોથી અજ્ઞાન, નિરાશા અને પ્રયત્નની અફલતા દર્શાવી છે. રાધાની દૃષ્ટિથી કવિની આ ચેષ્ટા ભકિતપૂર્ણ છે.

વેદાન્તની દૃષ્ટિથી એ જ કાવ્ય તપાસતાં (સ્થૂલ, સૂક્ષ્મ, ને કારણ) દેહને નાયિકા કલ્પી છે. "પાસે આવી" બેસવાની ક્રિયા એ આત્માની દેહમાં જ સ્થિતિ સૂચવે છે આવવાનો સમય "શાન્ત રાત" એ અજ્ઞાન અને માયાને અનુલક્ષી છે. જીવનની મોહમયતા એ "શ્રાપપાત્ર નિંદ" કે જેમાં આત્મસાક્ષાત્કાર તે 'પાસે' હોવા છતાં નથી થતો. "વીણાની ગભિર રાગરાગિણી" તે અવનની અન્તઃપ્રેરણાઓ કે જે જીવન-દિનો ('સ્વપ્ન'રુપે) માં સંભળાય છે. "કેમ મ્હારી રાત જાય" એ 'ઇશ્વિરત્વના વિયોગરુપ માયા' જેમાં જીવન સાક્ષાત્કારવિના શૂન્ય લાગે છે.

(અપૂર્ણ)

---

**નિવેદન**—પૃષ્ઠ ૧૭ ઉપર ૮ મી લીટીએ "વાલ્મિ-કેર. બુદ્ધિ" છાપ્યું છે ત્યાં "**વાલ્મિકી પ્રતિભા**" વાંચવું, અને પૃષ્ઠ ૧૦૧ ની ૧૭ મી લીટીએ "**અભાચાર એલા**" છે ત્યાં "**જોબન સ્વપ્ન**" સુધારી વાંચવું.

# મણિભાઈ હરિભાઈ દેશાઈ કૃત

**ગીતાઞ્જલિ** (ગદ્યપદ્યાત્મક ગુર્જર ભાષાન્તર). કવીશ્વર રવીન્દ્રનાથ ટાગોરની ઇચ્છાથી કરવામાં આવેલું મૂલ બઙ્ગાલીનું સરલ અને રસિક ભાષાન્તર. કવિની સુન્દર આકર્ષક છવિ સાથે. ક્રાઉન ૧૬ પેજી. રૂ. ૧–૪–૦

**હૃદયપુષ્પાંજલિ.** ગીતાઞ્જલિ જેવાં અન્તર્ભાવપ્રેરિત કાવ્યોનો સમૂહ. ક્રાઉન ૧૬ પેજી. રૂ. ૦–૧૨–૦

**પ્રભુભક્તિ.** વેદાન્તના સૂત્રોને ભક્તિની દૃષ્ટિથી બહુ જ સાદી અને વ્યવહારિક ભાષામાં સ્પષ્ટ કરનાર, "મુમુક્ષુઓને માર્ગદર્શક" અધ્યાત્મિક ગ્રન્થ. રોયલ ૧૬ પેજી. રૂ. ૧–૦–૦

**રાષ્ટ્રીયગીત** યાને દેશભક્તિનાં કાવ્યો. હિન્દી અને બઙ્ગાલી રાગરાગિણીમાં લખેલાં "સ્વદેશ–પ્રેમનાં કાવ્યોથી છલકાતું" ન્હાનું પુસ્તક. રોયલ ૧૬ પેજી. રૂ. ૦–૧૦–૦

જીવનલાલ અમરશી–અમદાવાદ.

# મણિભાઈ હરિભાઈ દેશાઈ કૃત

**કવિ ટાગોર** ( પૂર્વાર્દ્ધ. ). કવિ રવીન્દ્રનાથ ટાગોરનું આખું જીવન—'**કવિ ટાગોરની જીવનસ્મૃતિ**'. ત્હેમનાં કાવ્યો જીવન, અને વિચારોનું સાહિત્યદૃષ્ટિથી સંયુક્ત અવલોકન. ગીતાંજલિનાં પદ્યાત્મક કાવ્યો ઘણાં ખરાં આવી જાય છે. કવિની એક સુન્દર છવિ સાથે. રોયલ છતાં ક્રાઉનની સ્થિતિમાં. રૂ. ૧—૬—૦

**સંગીતધ્વનિ—પ્રથમધ્વનિ.** સાહિત્ય, જ્ઞાન, અને કવિત્વ-શક્તિથી ઝલકતું સંપૂર્ણ રાગધ્વનિ કાવ્ય. વેદાન્ત અને તત્વજ્ઞાનનું સમ્મિશ્રણ સ્વાભાવિક રીતે—અને તે પણ કાવ્યમાં વાર્તારુપે, વાચ્ય, વ્યંગ, અને ધ્વનિમાં મૂકનાર. ખાસ તૈયાર કરેલાં ચાર સુન્દર ચિત્રો સાથે. બે જૂદી જૂદી આવૃત્તિઓ. રૂ. ૨—૮—૦ અને રૂ. ૨—૦—૦

---

'સોલ એજન્ટ'—

જીવનલાલ અમરશી મહેતા—અમદાવાદ.